# દર્શન શુદ્ધિ

તીર્થાધિરાજ શ્રી શત્રુંજય




: લેખક :

પૂ૦ પંન્યાસજી મ૦
રંજનવિજયજી ગણિવર

સંપાદક

પૂ૦ શ્રી ભદ્રાનંદવિજયજી
મહારાજ [ દિવ્યભાનુ ]

ૐ

અર્હમ્ નમઃ

અનુયોગાચાર્ય પન્યાસપ્રવર શ્રીમત્ તિલકવિજયજી
ગણિવર્ય ગ્રંથમાલા પુષ્પ ૨ જુ

# દર્શન શુદ્ધિ

લેખક

પૂ૦ અનુયોગાચાર્ય પન્યાસપ્રવર શ્રીમદ્ તિલકવિજયજી
ગણિવર્યના શિષ્યરત્ન
વિદ્વદ્વર્ય પન્યાસપ્રવર શ્રી રંજનવિજયજી ગણિ.

સંગ્રાહક

પ્રવચનદક્ષ પન્યાસજી રંજનવિજયજી ગણિવરના
શિષ્યરત્ન
મુનિરાજ શ્રી ભદ્રાનંદવિજયજી મહારાજ
[ દિવ્યભાનુ ]

પ્રકાશક

શ્રી રંજનવિજયજી જૈન પુસ્તકાલય
માલવાડા (રાજસ્થાન)

[ વિ. સં. ૨૦૧૮ ]   નકલ ૧૦૦૦   [ વી. સં. ૨૪૮૮

# વિષયાનુક્રમ


૧ સાચો ઉપકાર
૨ સાચા ઉપકારી
૩ દર્શન-પૂજનની આવશ્યકતા
૪ આશાતનાનો ત્યાગ
૫ વિધિ આદિની ઉપયોગિતા
૬ આશયશુદ્ધિ
૭ વિધિ શુદ્ધિ
૮ ભાવોલ્લાસ
૯ પ્રથમ નિસીહિ
૧૦ બીજી નિસીહિ
૧૧ ત્રીજી નિસીહિ
૧૨ જિનેશ્વરદેવને નમસ્કાર
૧૩ અંગશુદ્ધિ
૧૪ વસ્ત્રશુદ્ધિ
૧૫ મનશુદ્ધિ
૧૬ ભૂમિશુદ્ધિ
૧૭ પૂજોપગરણશુદ્ધિ
૧૮ દ્રવ્યશુદ્ધિ
૧૯ વિધિશુદ્ધતા
૨૦ પ્રદક્ષિણા
૨૧ ચાદલાનો અર્થ
૨૨ પાંચ અભિગમો
૨૩ ત્રિદિશિનો ત્યાગ
૨૪ ઉભા રહેવાની દિશા
૨૫ કેટલો અવગ્રહ
૨૬ સ્તુતિ
૨૭ મુખકોશ
૨૮ નિર્માલ્ય Cના ર્
૨૯ જળપૂજા
૩૦ ચંદનપૂજા
૩૧ પુષ્પપૂજા
૩૨ અંગરચના
૩૩ ધૂપપૂજા
૩૪ દીપકપૂજા
૩૫ દર્પણપૂજા
૩૬ નાટકપૂજા
૩૭ ચામરપૂજા
૩૮ અક્ષતપૂજા
૩૯ નૈવેદ્યપૂજા
૪૦ ફળપૂજા
૪૧ ચૈત્યવંદનની વિધિ
૪૨ વિધિનો સંક્ષિપ્ત અ:
૪૩ ચૈત્યવંદનના પ્રકાર
૪૪ અંતિમ સ્તુતિ
૪૫ ઘંટ વગાડવાનો હેતુ
૪૬ દર્શન-પૂજન ફળ
૪૭ દશ આશાતના
૪૮ ૮૪ આશાતના
૪૯ ખાસ સૂચનાઓ




# પ્રસ્તાવના

---

જિનદર્શન તેમજ જિનપૂજન એ એક મિથ્યાત્વ ગામે લાલબત્તીરૂપ છે કોઈ પણ ચ ગચલિત વાહન પાછળ લાલબત્તી અવશ્યમેવ રાખવામા આવે છે લાલબત્તી પાછળ આવનાર વાહનસચાલકને ચેલેન્જ ફેકતી હોય છે કે, યાદ રાખો મારા વાહન પર ધૂમલો ન થઈ જાય, નહિતર કટોકટી ઉભી થશે આ રીતે લાલબત્તી પોતાના વાહનનુ સરક્ષણ કરતી હોય છે

માનવદેહ આત્માની એક નાજુક અને નજરપ્રિય કાર [મોટર] છે, જેનો ડ્રાઈવર મન છે આ કારની દોડવાની ઝડપ જબ્બર છે ધારે તો પાતાલના અતિમ તળીયા [નરક] પર્યંત પણ આત્માને લઈ જાય છે અને ધારે તો આકાશની અતિમ અગાશી [મોક્ષ] લગી પણ લઈ જવાની શક્તિ ધરાવે છે, પણ વચ્ચે કોઈ અકસ્માત ન નડે તો

આપણે અહીં મોક્ષને અનુસરીને જ વાત કરવાની છે ફેશન યાને એેસારામ ખજવાળ રહિત એટલે કે પાપપ્રેમી મટી સસારભીરુ બનવાથી જ માનવીની માનવદેહકાર મોક્ષરોડ પર દોડી શકે છે

પરંતુ એ પહેલા માનવીના જીવનમા જિનદર્શન-પૂજનની અસાધારણ આવશ્યકતા રહે છે એ વિના માનવી તસુભર મોક્ષ નિકટ જઈ શકતો નથી, કારણ કે દુનિયામા ચોમેર મિથ્યાત્વની તાકાત પથરાયેલી છે, અને મિથ્યાત્વની તાકાતને છિન્નભિન્ન કરવાની તાકાત જિનદર્શન-પૂજનરૂપ લાલબત્તીના કિરણમા પરિપૂર્ણ છે એ કિરણો જેટલા ઉત્કટ તેટલુ મિથ્યાત્વ કમજોર અને જેટલુ મિથ્યાત્વ [સંસારરાગ] કમજોર તેટલો મોક્ષનો આવિર્ભાવ શીઘ્ર

સારાશ એ કે, જિનદર્શન-પૂજનમા જેટલી શુદ્ધતા અને એકાગ્રતા વિશેષ તેટલો જીવનમા મિથ્યાત્વનો બહિષ્કાર અને મોક્ષનો આવિષ્કાર વિશેષ હોય છે એટલા માટે તો દેશવિરતિ અને સર્વવિરતિધર યાને શ્રાવક-સાધુ મોક્ષનો અંશ મનાય છે મોક્ષનુ તેજીલુ કિરણ એ જાતિ પર ફેંકાયેલુ હોય છે એ તેજીલા કિરણથી શ્રાવક-સાધુ અને મોક્ષની સંબદ્ધતા છે

વર્તમાનમા જિનદર્શન-પૂજનની પ્રવૃત્તિ અમુક શહેરોમા તેમ તીર્થોમા સુંદર પ્રકારે વિકસી છે, છતા દર્શન-પૂજન વિધિનો જે વિકાસ છે તે પણ ઉજ્જડ થતો જતો જણાય છે દર્શન-પૂજન સાથે

દર્શન-પૂજનવિધિક્રમ સુદૃઢ બનવો જોઇએ, એના બદલે શિથિલ થઈ રહ્યો છે

ગુરુવર્ય અનુયોગાચાર્ય ગણનાયક પન્યાસપ્રવર સ્વ૦ શ્રીમદ્ તિલકવિજયજી ગણિવર્યના શિષ્યરત્ન વિદ્દ્વર્ય પન્યાસપ્રવર શ્રીમાન્ રંજનવિજયજી ગણિવર્યશ્રીએ લખેલ દર્શનશુદ્ધિ નામક સાહિત્ય એ શિથિલતાને સુચારૂ રીતિએ નાબૂદ કરી શકે એમ છે, કારણ કે આ સાહિત્યમા જિનદર્શન-પૂજનનો વિધિક્રમ મજેનો તેમજ સરલતાએ સમજાય જાય એ તરફીએ ગૂંથેલો છે આ સાહિત્ય સહુને ફલપ્રદ બને, એ જ સીર્ફ મનેચ્છા

—શ્રી સ.



# પ્રકાશકીય નિવેદન

કચ્છવાગડ દેશોદ્ધારક ચમત્કારી પુરુષ સ્વ૦ દાદા શ્રીમદ્ જિતવિજયજી મહારાજાના પ્રશિષ્યરત્ન અનુયોગાચાર્ય ગણનાયક પં૦ પ્રવર સ્વ૦ શ્રીમદ્ તિલકવિજયજી ગણિવરશ્રીના શિષ્યરત્ન વિદ્વદ્વર્ય પંન્યાસ પ્રવર શ્રીમાન્ રંજનવિજયજી ગણિવર્ય તથા તેઓશ્રીના શિષ્યરત્ન મુનિ રાજ શ્રીમાન્ ભાનદવિજયજી મ [દિવ્યભાનુ] સં ૨૦૧૭ નું ચાતુર્માસ પનાગીરીમાં હોઇ તે દરમ્યાન કાર્તિક શુદિ પાંચમ [જ્ઞાનપંચમી] પૂ૦ પૂ૦ અનુયોગાચાર્ય પંન્યાસ પ્રવર શ્રીમત્ તિલકવિજયજી ગણિવર્યની સ્વર્ગારોહણ તિથિ હોઈ ભવ્ય પ્રકારે ઉજવાઈ હતી

તે અવસરે પૂના પાઠશાળાના માસ્તર સુમતિભાઇએ જિનદર્શન-પૂજન વિધાન ઉપર ખાસ લક્ષ દોર્યું હતું, અને જણાવ્યું હતું, કે આજે જિન દર્શન-પૂજન વિધિમાં ઘણી ખામી દેખાય છે, તેમાં કારણ મુખ્યપણે વિધિનું અજાણપણું છે, એથી દર્શન-પૂજન વિધિનો સુંદર પ્રકારે ખ્યાલ આપે, એવું સાહિત્ય પ્રગટ થાય તો સારૂ

એ પછી પૂ૦ પંન્યાસશ્રીએ પણ અવિધિદોષનો ઠીક ઠીક ખ્યાલ આપ્યો હતો અન્તે સર્વનો એક સૂર નીકળ્યો કે આવું સાહિત્ય પ્રગટ થાય તો બહુ સારી વાત છે સંઘનો એક વિચાર જાણી માસ્તર સુમતિભાઇએ પૂ૦ પંન્યાસશ્રીને જણાવ્યું કે, આપશ્રી સમય લઇ આ માટે યોગ્ય કરો તો અવિધિનો જે દોષ છે તે ઘણો નાબુદ થવા સંભવ છે પૂ૦ પંન્યાસશ્રીએ પણ સમય લઇ દર્શન-પૂજનવિધિ સંબંધી લખાણ તૈયાર કર્યું જે આજે અમોને "દર્શનશુદ્ધિ" નામે પ્રગટ કરવાનો અવસર મળ્યો છે આ સાહિત્યના પ્રકાશનમાં સહકાર આપનાર સહાયકોનો આ તકે આભાર માનીએ છીએ

લિ૦

માલવાડા શ્રી રંજનવિજયજી જૈન પુસ્તકાલયના કાર્યવાહકો

શાહ છોગમલ અચલાજી

શાહ ઉકાજી પૂનાજી

શાહ ફલાજી પ્રેમાજી વગેરે

# સહાયક મહાશયોની નામાવલિ



| | | | |
|---|---|---|---|
| ૫૧) | સઘવી | પૂનમચંદ માણેકલાલ | પુના |
| ૫૧) | શાહ | રતનાજી રઘુનાથજી | ,, |
| ૫૧) | ,, | મોટાજી રઘુનાથજી | ,, |
| ૨૫) | ,, | તારાજી ગમનાજી | ,, |
| ૨૫) | ,, | લખમાજી હરનાથજી | ,, |
| ૨૫) | પૂના સોપ ફેક્ટરી, હ. કેશવલાલભાઇ | | ,, |
| ૨૫) | શાહ | શકરજી કપુરજી | ,, |
| ૨૫) | ,, | વાલચંદ લક્ષ્મીચંદ | ,, |
| ૨૫) | ,, | જેતાજી સાકળાજી | ,, |
| ૨૫) | ,, | વીરચંદ હુકમાજી | ,, |
| ૨૧) | ,, | અમીચંદ માનાજી | ,, |
| ૧૫) | ,, | મોહનલાલ સખારામ | ,, |
| ૧૫) | ,, | મૂલચંદ જેચંદભાઇ | ,, |
| ૧૫) | ,, | પૂનમચંદ મંછાલાલ | ,, |
| ૧૫) | ,, | લીલાબેન રૂપચંદ | ,, |
| ૧૫) | ,, | ચંપાબેન અમૃતલાલ | ,, |
| ૧૫) | ,, | ચીમનલાલ લક્ષ્મીચંદ | ,, |
| ૧૫) | ,, | કેશવલાલ માણેકલાલ | ,, |
| ૧૫) | ,, | આયદાનજી વદાજી | ,, |
| ૧૫) | ,, | હીરાબેન પોપટલાલ | ,, |
| ૧૫) | ,, | અજબાજી જેસાજી | ,, |
| ૧૫) | ,, | કસા મગાજી | ,, |

| | | | |
|---|---|---|---|
| ૧૫) | શાહ | લુબાજી મેઘાજી | પુના |
| ૧૫) | ,, | મેતાપચંદ મોહનલાલ | ,, |
| ૧૫) | ,, | ધરમચંદ કપુરજી | ,, |
| ૧૫) | ,, | બખુતમલ તલકચંદ | ,, |
| ૧૫) | ,, | નરસાજી વીરચંદ | ,, |
| ૧૫) | ,, | બખુતમલ સરેમલ | ,, |
| ૧૫) | ,, | ધુલચંદ થાનમલ | ,, |
| ૧૫) | ,, | સવાજી લુબાજી | ,, |
| ૧૫) | ,, | કસ્તુરચંદ રતનચંદ | ,, |
| ૧૫) | ,, | ફૂલચંદ ભલાજી | ,, |
| ૧૫) | ,, | લાધાજી લુબાજી | ,, |
| ૧૫) | ,, | કાતિલાલ કસ્તુરજી | ,, |
| ૧૫) | ,, | દેવાબેન શાતિલાલ | ,, |
| ૧૫) | ,, | ખુમાજી ઝવેરચંદ | ,, |
| ૧૫) | ,, | છગનલાલ ફુા | ,, |
| ૧૫) | ,, | મણિલાલ ભલાજી | ,, |
| ૧૫) | ,, | ધીરાજી ભૂતાજી | ,, |
| ૧૫) | ,, | શાતિલાલ ભગવાનજી | ,, |
| ૧૫) | ,, | નવલમલ પન્નાજી | ,, |





પ્રવચનદક્ષ
પૂ૦ પન્યાસજી મ૦ શ્રી
ભુવનવિજયજી ગણિવર



દિનશુદ્ધિના લેખક
વિદ્વદ્વર્ય પૂ૦ પન્યાસજી મ૦
જનવિજયજી ગણિવર



સંપાદક
મુ૦ શ્રી ભક્તાનંદવિજયજી મ૦
[ દિવ્યભાનુ ]

# પન્યાસ પ્રવર શ્રીમદ્ તિલકવિજયજી ગણિવર્ય
તથા
# મુનિપુંગવ શ્રીમદ્ બુદ્ધિવિજયજી મહારાજની
# જીવનપ્રભા

❀

જગતમા જન્મ-મરણનો પ્રવાહ એક ધારો વહ્યા કરે છે, જેમા જોગી, ફકીર, ગરીબ, અમીર સર્વ કોઇને હોમાવુ પડે છે, માટે જ જન્મ મૃત્યુ એ કોઇને આશ્ચર્ય ઉપજાવે એવુ તત્ત્વ ગણાતુ નથી।

જન્મ-મૃત્યુ સર્વ કોઇને છે જ, છતા જે માનવીએ ઇંદ્રિયો ઉપર કાબુ મૂકી જિંદગી નિર્વિકારપણે જીવી હોય તે માનવીનુ મૃત્યુ અલૌકિક ગણાય છે, તેમ આવા માનવીની જિંદગીની સુવાસ કોઇ નિરાલી હોય છે કારણકે નિર્વિકારજીવીની જિંદગીમા સદાચાર, દયાળુતા, ઉપકારતાદિ ગુણ પુષ્પો પૂર્ણપણે ખીલેલા હોય છે આવી સુવાસનુ સેવન લેવું એ હ કોઇ ડાહ્યા માનવીનુ કર્તવ્ય છે

ગુર્જરદેશ એ સુવિખ્યાત દેશ છે, જેમા અનેક તીર્થો પૈકી એક શંખેશ્વર મહાતીર્થ પણ આવેલુ છે જે ભવ્ય, રમણિય અને ખૂબ દેદિપ્યમાન છે, એ તીર્થને જુહારવા હમેશા સેંકડો યાત્રિકો આવે છે ભારત ભરમા પુરાણોમા પુરાણી આ તીર્થના નાયક શ્રી શંખેશ્વર પાર્શ્વનાથ ભગવાનની મૂર્તિ છે આ તીર્થની આસપાસનો ટાપુ વઢીઆર નામે પણ ઓળખાય છે

શંખેશ્વર તીર્થથી થોડેક દૂર બનાસ નદીના કાંઠે એક રાધનપુર નામે શહેર છે અને એ શહેરથી ૧૦ માઇલ દૂર ભાભર નામે ગામ

વસેલુ છે ગામના મધ્ય ભાગમા ભગવાન શ્રી મુનિસુવ્રતસ્વામી તથા શ્રી શાન્તિનાથ પ્રભુનુ ભવ્ય જિનાલય આવેલ છે

આમ જૈનો ધર્મ પરાયણ હતા, તે પૈકી શ્રી માનચદશેઠનુ કુટુબ ધર્મ પ્રતિ સુદર પ્રીતિ ધરાવતુ હતુ

શેઠની પ્રિયાનુ નામ જડાવ હતુ, એ દપતિને પાચ પુત્રો તેમજ ત્રણ પુત્રીઓ હતી, પાચ પુત્રો પૈકી ત્રિભુવનભાઈ અને એમનાથી નાના બહાદરભાઈ ની ધર્મ પરાયણતા કોઈ ઓર જાતની હતી, જેમનો જન્મ અનુક્રમે વિ સ ૧૯૩૮ અને સ ૧૯૪૦મા થયો હતો

અન્યદા અવસર જોઈ બને બધુઓએ માત-પિતા પાસે સયમ સ્વીકાર માટેની અનુમતિ માગી

આવી માગણી સુણતા જ માત-પિતા આભાં બની ગયા, હૈયુ વલોવાઈ ગયુ

દુનિયામા પુત્રપ્રેમી માત-પિતાને આવુ બને એ સહજ છે માત-પિતા કહે, બેટાઓ! તમો આ શુ કહો છો? સયમ લેવુ એ શુ સહેલુ છે? મીણના દાંતે કાચા ચણા ચાવવા સહેલા પણ આ સયમનો માર્ગ કઠણ છે, માટે કોઈ દિવસ આ વાત કરવી નહી, તેમ વિચારવી પણ નહી

પણ વૈરાગીઓને આ વાત ગમે ખરી? આ વાત તો થઈ શીત ઉષ્ણ જેવી શીત-ઉષ્ણને કોઈ દિવસ મેળ આવે ખરો! આમને આમ કેટલોએ સમય પસાર થયો

ભાભરમા સ ૧૯૫૯નુ ચાતુર્માસ કચ્છ-વાગડ દેશોદ્ધારક મહાન ચમત્કારી પુરુષ દાદા શ્રીમદ્ જિતવિજયજી મહારાજાનુ થયુ આ વર્ષા કાળ બને બધુઓને ઘણો જ ફાયદાકારક નિવડ્યો એ જ મહાપુરુષથી બને બધુઓના હૃદયમા પ્રથમ સ્ફુરેલી વૈરાગ્યભાવના અત્યાર ખૂબ જ દૃઢ થવા લાગી, એથી નિશ્ચય પણ કરી લીધો કે, માત-પિતાની અનુમતિ ન મળે તો પણ આપણે સયમનુ શુભ કાર્ય ગુપ્ત રીતે કરી લેવુ

વર્તમાન ચલિત થતા મહારાજશ્રીએ અનન્ય પ્રતાપ કર્યું, બન્ને બંધુઓ સ્વકાયમાં આમજ રહી ગયા છે સં. ૧૯ ૨ની માન શરૂ થઇ ચૂકી હતી, બન્નેની સંયમ કામના પરાકાષ્ટાએ પહોંચી હતી, બન્ને બંધુઓની ભાવના પૂર્ણ કરાવવી એવુ વસમુ બીજન ત્રણ ભાઇઓનુ ખરૂ છતા બન્નેને સાથે સંયમી થવા ન દેવા એવો તેમનામા મતમેં પણ ખરો!

અને પ્રથમ બન્ના ભાઇને સંયમ લેવા દેવુ એવુ ચારે ભાઇઓએ નક્કી કર્યું, અને એ રીતે માત–પિતાને અજાણ રાખી બન્ને ભાઇ જેઠ શુદ ૧૦ પાલીતાણા શ્રી શત્રુંજય મહાતીર્થની પવિત્ર–છાયામા સંયમી (સાધુ) બની ગયા

જ્યારે ત્રિભુવનભાઇ માત–પિતાનો સ્વર્ગવાસ થતા બાદ સં. ૧૯૬૧ના વૈશાખ શુદ ૬ ના વિજય મુહૂર્તે જન્મભૂમિમાં જ બંધુઓએ કરેલ મહા મહોત્સવપૂર્વક સંયમી (સાધુ) બન્યા

આમ બંને મુનિવરો કચ્છ–વાગડ દેશોદ્ધારક દાદા શ્રીમદ્ જિતવિજયજી મહારાજના પટ્ટધર નિસ્પૃહ ચૂડામણિ મુનિપુંગવ શ્રીમદ્ હીરવિજયજી મહારાજના શિષ્ય તરીકે અનુક્રમે મુનિરાજ શ્રી બુદ્ધિવિજયજી મહારાજ તથા મુનિરાજ શ્રી તિલકવિજયજી નામે પ્રસિદ્ધિને પામ્યા

બંને બંધુઓએ જ્ઞાન–ધ્યાન, ત્યાગમા સુંદર કૂચ આરંભી. સંયમ સાધનાના અજોડ ઉપાસક બન્યા અનેકોને પોતાના શિષ્ય–પ્રશિષ્ય બનાવી સંયમ સાધનામા જોડ્યા આમ સંયમ સાધતા–સાધતા અને શાસનની અનેક પ્રભાવના કરતા કેટલાએ વર્ષોના વહાણા વિત્યા અને સં. ૧૯૮૮ની સાલ આવીને ખડી થઇ

મુનિરાજ શ્રી તિલકવિજયજી મહારાજે પોતાના જીવનને તપમા એવુ જોડી દીધુ કે, લાગલગાટ બે–ત્રણ દિવસ ભોજન લેવામા આવે તો શરીર બગડયા વગર રહે નહિ સાથે સાથે સંસ્કૃત, પ્રાકૃત, કાવ્ય, મહાકાવ્ય અને આગમાદિનુ જ્ઞાન પણ સુંદર પ્રકારે મેળવ્યુ

સંઘ સ્થવિર આચાર્યદેવ શ્રી વિજયસિદ્ધિસૂરીશ્વરજી મહારાજના પ્રશિષ્યરત્ન આચાર્યદેવ શ્રી વિજયભદ્રસૂરીશ્વરજી મહારાજને રાધનપુરમા એ બન્ને બન્ધુઓનો ભેટો થયો

મુનિવર્ય શ્રી તિલકવિજયજી મહારાજને પન્યાસપદને યોગ્ય જાણી મુનિવર્યની ઇચ્છા ન છતાં અત્યાગ્રહ કરી આચાર્યદેવ શ્રી વિજયભદ્રસૂરીશ્વરજી મહારાજે સં ૧૯૮ના માગસર શુદ પાચમે ગણી તથા પન્યાસપદસ્થ કર્યા, અને સમુદાયના ગણનાયક તરીકે સ્થાપ્યા

ગણનાયક પન્યાસ પ્રવર શ્રીમત્ તિલકવિજયજી ગણિવર્ય ગુરુબધુ મુનિપુંગવ શ્રીમદ્ બુદ્ધિવિજયજી મહારાજ તથા શિષ્ય-પ્રશિષ્યાદિ સાથે ગુજરાત, સૌરાષ્ટ્ર, મારવાડ, મેવાડ, જેવા દેશોમા વિચરી પોતાની ભવ્ય દેશનાદ્વારા અનેક આત્માઓને મોક્ષપથના મુસાફર બનાવી તેમજ ઉપધાન, દીક્ષા, વડીદીક્ષા, મહોત્સવો આદિ અનેક ધર્મકાર્યો કરવા દ્વારા તારક શાસનની પ્રભાવના કરી સં ૧૯૯૮ના કાર્તક શુદ પાચમે (જ્ઞાનપંચમીએ) દોઢમાસની ભયંકર બિમારી ભોગવતા છતા મૃત્યુ ભાસ થવાના યોગે ઉપવાસનુ પ્રત્યાખ્યાન તેમજ અંતિમ આરાધના કરી સમાધિપૂર્વક રાત્રિના સાડાનવ વાગ્યે સિદ્ધપુર પાટણમા કાળધર્મને પામ્યા

ગણનાયકશ્રીના અવસાનથી પાટણના સંઘને ભારે અફસોસ થયો, અંતે જય જય નંદા, જય જય ભદ્દાના જયનાદો સાથે ભવ્ય સ્મશાન યાત્રા નીકાળવામા આવી, જેમા અમાપ માનવ જોડાયુ હતુ, સ્મશાન ભૂમિમા એક એવુ આશ્ચર્ય બન્યુ કે, ચિતાને સળગાવતા જ પાસે પડેલી નીવીઓ એની મેળે ઝગમગાટ કરતી થઈ ગઈ, આ આશ્ચર્ય જોઈ અનેક લોકો તાજુબ થઈ ગયા હતા

મુનિપુંગવ શ્રીમદ્ બુદ્ધિવિજયજી મહારાજ પણ ગણનાયકશ્રીના નિર્વાણ પછી ૯ વર્ષ સંયમસાધનાપૂર્વક સંસર્ગમા આવતા અનેક આત્માઓને કલ્યાણપથે જોડી સં ૨૦૦૮ ના મહા વદ ૧૧ ના રોજે

જન્મભૂમિ ભાભરમાં રાત્રિના ૧૨ વાગે સમાધિપૂર્વક કાળધર્મ પામ્યા. એઓશ્રીની પણ સ્મશાનયાત્રા ભવ્ય રીતિએ નીકળી હતી જેમાં હજારો માણસ જોડાયુ હતુ

ખરેખર ઉપકારીજનોના શરીરના પરમાણુઓ પણ પવિત્ર બનતા હોઈ જગતમાં ઉપકારીઓનુ શરીર પૂજાય છે અને, એમના નામાક્ષરો પણ પૂજનીક બને છે આવા મહાપુરૂષોની સેવા ભવોભવ મળો, એ જ અંતરેચ્છા

## ગણનાયકશ્રીના તથા મુનિપુંગવશ્રીના ચાતુર્માસ સ્થળો

| | | | | | |
|---|---|---|---|---|---|
| સં | ૧૯૬૧ | પાલીતાણા | સં | ૧૯૭૭ | મોરવાડ |
| ,, | ૬૨ | લાકડીયા (કચ્છ) | ,, | ૭૮ | જામનગર (સોરઠ) |
| ,, | ૬૩ | અંજાર ,, | ,, | ૭૯ | ટાણા |
| ,, | ૬૪ | રાયણ ,, | ,, | ૮૦ | માંડલ (ઉ ગુ) |
| ,, | ૬૫ | માંડવી ,, | ,, | ૮૧ | ટાકરવાડા |
| ,, | ૬૬ | ભુજનગર ,, | ,, | ૮૨ | ખેરાળુ |
| ,, | ૬૭ | ભાભર ,, | ,, | ૮૩ | સાદડી |
| ,, | ૬૮ | છાણી | ,, | ૮૪ | બીકાનેર |
| ,, | ૬૯ | મહેસાણા | ,, | ૮૫ | નાગોર |
| ,, | ૭૦ | સાણંદ | ,, | ૮૬ | માંડલ |
| ,, | ૭૧ | વીરમગામ | ,, | ૮૭ | અમદાવાદ (શાહપુર) |
| ,, | ૭૨ | ઉદેપુર (મેવાડ) | ,, | ૮૮ | રાધનપુર |
| ,, | ૭૩ | પાલનપુર | ,, | ૮૯ | ભાભર |
| ,, | ૭૪ | ગઢ | ,, | ૯૦ | અમદાવાદ (મારગપુર) |
| ,, | ૭૫ | મેતા | ,, | ૯૧ | ટાણા (પાલીતાણા) |
| ,, | ૭૬ | ભાભર | ,, | ૯૨ | પાલીતાણા |

સ ૧૯૯૩ દાઠા (સોરઠ)
,, ૯૪ મહેસાણા
,, ૯૫ ઊંઝા
,, ૯૬ મેતા
,, ૯૭ ભાભર
,, ૯૮ પાટણ (ઉ ગુ )
,, ૯૯ મડાર
,, ૨૦૦૦ માલવાડા

સ ૨૦૦૧ દાતરાઈ
,, ૨૦૦૨ પાડીવ
,, ૨૦૦૩ જાનોર
,, ૨૦૦૪ શુર
,, ૨૦૦૫ નીબજ
,, ૨૦૦૬ ધાનેરા
,, ૨૦૦૭ ધાનેરા

લિ૦

ગણનાયક અનુયોગાચાર્ય પન્યાસ પ્રવર
શ્રીમત્ તિલકવિજયજી ગણિવના તેવાસી
પ રજનવિજયજી ગણી

મુદ્રક કાંતિલાલ ડી શાહ
ભરત પ્રિન્ટરી પાલીતાણા

# દર્શનશુદ્ધિ

★

લેખક
પૂ૦ પન્યાસ શ્રી
રજનવિજયજીગણિવર

★

સંગ્રાહક
મુનિરાજ શ્રી
સદ્ગાનદવિજયજી મહારાજ
[ શિષ્યભાતુ ]

ॐ

## दर्शनशुद्धि

नागेन्द्रनिर्मितफणाङ्कितमौलिपार्श्वो,
यो भात्युपासकसुरासुरनाथपार्श्वे,
यत्तीर्थरक्षणपरो विदितोऽस्ति पार्श्वे,
शङ्खेश्वराधिपतिरस्तु सुखाय पार्श्वः

भव्याम्भोजविकासनैकतरणी रत्नत्रयाराधकः,
प्राशाम्यादिगुणान्वितो मुनिपतिर्ध्यानादिमग्नस्सदा,
सम्यक् पालितसंयमो नवविध ब्रह्मव्रत धारकः,
त वन्दे तिलकमिव गणिवरं ससेन्यपार्श्वद्वयम् ॥

卐

## ૧ સાચો પરોપકાર

મ સાર દૃષ્ટિએ કોઈનુ પણ હિત કરવું, સ ભાળ રાખવી, એ દ્રવ્ય પરોપકાર ગણાય છે ભૂખ્યાને અન્ન, વસ્ત્રરહિતને વસ્ત્ર, નિર્ધનિયાને ધન આપવુ, યથાયોગ્ય સહાય આપવી, આપત્તિકાલે મદદ કરવી, શક્તિ ન હોય તો અન્ય પાસે મદદ કરાવવી, આશ્વાસન આપવુ એમ અનેક પ્રકારે દ્રવ્ય પરોપકાર કરી શકાય, અવસરે દ્રવ્ય પરોપકાર કરવો પણ ઉચિત છે, પર તુ આત્મદૃષ્ટિએ વિચારતા અનાદિકાળથી કર્મ'રાજાની ગાઢ જ જિરમાં જકડાયેલ, નિગોદ, નરક, તિર્ય'ચાદિ દુગ તિમા અન તકાળથી ભોગવેલ અને ભોગવાતા દુ ખમાથી આત્માને સમ્યગ્શ્રદ્ધા, વિવેક ને સમ્યગ્જ્ઞાન આપી મુક્ત બનાવવો એજ સાચો ભાવ પરોપકાર છે ભાવ પરોપકારજ આત્માનુ સાચુ કલ્યાણ કરનાર છે

## ૨ સાચા પરોપકારી

સર્વ'જ્ઞ ભગવ ત, વીતરાગ પરમાત્મા શ્રી અરિહ તદેવો, અષ્ટકર્મ' વિનાશી અને અન તસુખ ભોક્તા શ્રી સિદ્ધ ભગવ તો, છત્રીશ ગુણે વિભૂષિત શ્રી આચાર્ય' ભગવ તો, સર્વ' આગમોના

જાણકાર શ્રી ઉપાધ્યાય ભગવતો અને મોક્ષમાર્ગના સાચા મુસાફર શ્રી સાધુ ભગવતો, એ પાચ જગતમા સાચા-ભાવ પરોપકારી છે

એ પાચેમા પ્રથમ નબર શ્રી અરિહત પરમાત્માનો આવે છે ભવ્ય જીવોના દુખ દૂર કરવાની એક સાચી કરૂણાથી જ અરિહત પરમાત્માઓ જૈનશાસન (જૈનધર્મ)ની સ્થાપના કરે છે જૈનશાસનના યોગે જ અરિહત પરમાત્મા આદિ પાચે પર મેષ્ઠિઓ, જૈનાગમ, જિનાલય, સાધુ, સાધ્વી, શ્રાવક, શ્રાવિકાદિ, તેમજ બીજી પણ અનેક પ્રકારની ધર્મસામગ્રીઓ છે વળી જૈનશાસન પણ અરિહતપરમાત્માઓના યોગે જ હોય છે અત્યારે આપણે જિનદર્શન પૂજન, નવકારવાળી, સામાયિક, પૌષધ, તપજપાદિ જે કઈ ધર્મક્રિયા કરીયે છીયે, તેમજ જે કઈ સુખ ભોગવીએ છીએ અને દુખ ટાળીએ છીએ, એ બધો પ્રતાપ અરિહત પરમાત્માએ જૈનધર્મની સ્થાપના કરી તેનો જ છે, માટે જ અરિહત પરમાત્માઓ જ સાચા-ભાવ પરોપકારી તરીકે પ્રથમ નબરે ગણાય છે

## ૩ જિનદર્શન-પૂજનની આવશ્યકતા

કૃતજ્ઞતા ગુણને વરેલ આત્મા, ઉપકારી મહાપુરૂષોની સેવા કર્યા વિના રહી શકતો જ નથી, તો પછી આત્માને અનત સુખ દેનાર ભવભ્રમણ હરનાર, સર્વોત્તમ જૈનશાસનનુ દાન દેનાર એવા અનત ઉપકારી અરિહત પરમાત્માની સેવાનો લાભ મેળવવામા કોણ પ્રમાદ કરે ? એટલે અનત ઉપકારી તરીકે અરિહત પરમાત્માની સેવા કરવી એ અપ્રમાદશીલતુ આવ

શ્યક કર્તવ્ય છે વળી એ અરિહંત પરમાત્માની સેવાથી સંસારમાંના સઘળા સુખોની પ્રાપ્તિ, સર્વ દુઃખોનો નાશ, વિનય, નમ્રતા, વિવેકાદિ ગુણોની પ્રાપ્તિ, સમ્યક્ત્વની પ્રાપ્તિ, સમાધિભાવ, આત્માની નિર્મળતા, અપ્રમત્તદશા અને છેવટે આત્માની મુક્તિ થાય છે એટલે આત્મા સ્વતંત્ર બની સાચા સુખનો ભોગવનાર બને છે માટે વિવેકી આત્માએ હંમેશા અરિહંતની સેવારૂપ દર્શન-પૂજન કરવું જોઇએ દર્શન-પૂજન જે દિવસે ન બને તે દિવસે એક વસ્તુનો ત્યાગ કરવો જોઇએ જેથી દર્શન-પૂજન માટેની કાળજી બરાબર રહે

## ૬ આશાતનાનો ત્યાગ

હંમેશા હર્ષોલ્લાસપૂર્વક વિધિસહિત આત્મકલ્યાણ માટે જિનેશ્વરદેવના દર્શન-પૂજનદ્વારા ભક્તિ અવશ્ય કરવી જોઈએ આત્મકલ્યાણ માટે જગતમાં જિનેશ્વરદેવ એ પરમ આલંબન રૂપ છે આત્મદોષ જોવા માટે ખરેખર જિનેશ્વરદેવ આરીસારૂપ છે, માટે કલ્યાણના અર્થી જીવોએ પોતાની શક્તિને છુપાવ્યા વગર મન, વચન, કાયા અને ધનથી થાય તેટલી ભક્તિ કરી લેવી જોઇએ પરંતુ ભક્તિ કરતાં-કરતાં આશાતના ન થઈ જાય તેનો જરૂર ખ્યાલ રાખવો જોઈએ ભક્તિ જેમ તારનારી છે તેમ આશાતના ડૂબાવનારી છે આશાતનાના ત્યાગપૂર્વકની જ ભક્તિ તારનારી છે ભક્તિ કદાચ શક્તિ મુજબ થાય, ઓછી થાય પરંતુ આશાતનાનો ત્યાગ તો અવશ્ય કરવો જોઇએ જિનેશ્વરદેવની પ્રતિમા જિનેશ્વરદેવની જેમ જ પૂજનીય છે શાસ્ત્રમાં પણ એટલા જ માટે કહ્યું છે કે, 'જિન-

પડિમા જિનસારિખી' માટે સાક્ષાત્ તીર્થંકર માનીને જ જિનપ્રતિમાનુ પૂજન કરવાનુ છે તેથી જિનમંદિર તથા જિનપ્રતિમા સબધી આશાતના ટાળવા અવશ્ય પ્રયત્નશીલ રહેવુ જરૂરી છે

## ૫ વિધિ આદિની ઉપયોગિતા

આ સસારમા આત્માએ ધનાદિની લાલસા ખાતર મહાન પાપી, દુષ્ટ, અનાચારી એવા માણુસોની સેવા કરવામા જરા પણુ આળસ સેવી નથી પરતુ શુદ્ધસ્વરૂપી વીતરાગ પરમાત્માને ઓળખ્યા નથી અને ઓળખ્યા હોય તો સેવા સ્વીકારી ન શકયો હોય ? આવા પરમાત્માની સેવાનો અવસર તો લઘુકર્મીપણાના યોગે તેમજ મહાન્ પુણ્યાનુબધી પુણ્યના યોગે જ આત્માને મળે છે, માટે જરૂર શક્તિ મુજબ સેવા કરવી જોઈએ પરતુ સાથે સાથે આશયશુદ્ધિ, વિધિશુદ્ધતા, અને ભાવોલ્લાસનો ખાસ ઉપયોગ રાખવા જેવો છે જેમ દ્રવ્યક્રિયાનો પ્રયત્ન થાય છે, તેમ આશયશુદ્ધિ આદિમા પણુ અવશ્ય પ્રયત્ન કરવો જોઇએ

## ૬ આશયશુદ્ધિ

જિનેશ્વર દેવની પૂજા મોક્ષ માટે જ કરવાની હોય છે જિનેશ્વરદેવ પોતે વીતરાગ છે વીતરાગ પાસે ધન, પુત્ર સબધી સ્ત્રી સબધી, રોગનાશની વિગેરે, રાગના સાધનોની માગણી કરવી વ્યાજબી નથી, એટલુ જ નહી પરતુ આવી માગણી કરવી તે લોકોત્તર મિથ્યાત્વ છે વીતરાગ દેવ પાસે તો આ

સમારમાથી આત્માને મુક્ત કરવાની જ માગણી કરવાની હોય છે મોક્ષના આશયથી જ વીતરાગના દર્શન-પૂજન કરવા એ આશય શુદ્ધિ જાણવી જોકે કોઈપણ તીર્થંકરની પૂજા આદિ કરવાથી તે તે તીર્થંકર દેવના શાસન-અધિષ્ઠાયક દેવો પૂજા કરનાર આત્માઓની મનોવાચ્છિત ભાવના પૂરણ કરે છે, પરંતુ પૂજા કરનારે મોક્ષની ઈચ્છાથી જ પૂજા કરવી જોઇએ

## ૭ વિધિશુદ્ધિ

રોગીએ રોગ દૂર કરવા માટે ઔષધની સાથે ચરી, સમય અને માત્રામા સાવધગીરી રાખવી પડે છે, તેમ ભાવ રોગ મટાડવા માટે સમય પ્રમાણે વિધિપૂર્વક પૂજન કરવાનુ હોય છે પ્રથમ મૂળ કરવાનો ક્રમ, સૂત્રોના ઉચ્ચારની શુદ્ધિ, અને સમય બરાબર સાચવવો જોઇએ, સવારમા વાસક્ષેપપૂજા, બપોરના ચદનાદિ પૂજા, અને સાજે ધૂપાદિ પૂજા કરવી જોઇએ

## ૮ ભાવોલ્લાસ

દરેક ધર્મક્રિયા ભાવોલ્લાસપૂર્વક કરવી જોઇએ ક્રિયા નિમિત્ત છે અને ભાવ કાર્ય છે નિમિત્તનુ સેવન કાર્યની સફળતા માટે છે જેમ નિમિત્ત વગર કાય પાગળુ બની જાય છે તેમ કાયની સફળતા વગર નિમિત્ત નિરર્થક બની જાય છે નિમિત્ત એ સાધન છે ભાવ સાધ્ય છે દરેક ક્રિયામા જેટલા અશે ભાવની વિશુદ્ધતા તેટલા અશે ક્રિયાની સફળતા સમજવી ભાવની સાથે જ દ્રવ્યક્રિયાની મહત્તા છે એટલે ભાવ વગરની એકલી દ્રવ્યક્રિયા યથાર્થ ફળને આપની

નથી. ભાવ ન પણ આ યો હોય પરંતુ દ્રવ્યક્રિયા ભાવને આશ્રયીને કરાતી હોય તોપણ કરવામા હરકત નથી, પણ દ્રવ્યક્રિયામા ભાવોલ્લાસ લાવવા અવશ્ય પ્રયત્ન કરવો

જ્ઞાની ભગવતોએ પાચ પ્રકારની ક્રિયા બતાવેલ છે વિષક્રિયા, ગરલક્રિયા, સમૂર્છિમક્રિયા, તદ્હેતુક્રિયા, અને અમૃતક્રિયા એમ પાચ પ્રકારની ક્રિયા જાણવી આ લોકમા ધન, ધાન્ય, સ્રી, પુત્રાદિ વિગેરે મળે એવા સાંસારિક ફળોની ઈચ્છાથી જે જૈનધર્મની ક્રિયા કરવામા આવે તેને વિષક્રિયા કહેવાય પરલોકમા રાજઋદ્ધિ, દેવઋદ્ધિ અને વિદ્યાધર આદિની ઋદ્ધિ માટે જે ધર્મક્રિયા કરવામા આવે તેને ગરલ ક્રિયા કહેવામા આવે છે ઉપયોગ વગરની, ભાવ વિના ગતાનુગતિપણે જે ક્રિયા કરવામા આવે તેને **અમૂર્છિમક્રિયા** કહેવાય મોક્ષના હેતુપૂર્વક જે ક્રિયા કરાય તેને **તદ્હેતુક્રિયા** અને મોક્ષના હેતુપૂર્વક આત્મિક આનદ સાથે જે ક્રિયા કરવામા આવે તે **અમૃતક્રિયા** ગણાય છે, આવી અમૃતક્રિયા લાવવા માટે ભાવવૃદ્ધિ કરવાની ખાસ આવશ્યકતા છે

આ આત્માએ સસારમા પેટ ભરવા માટે, સસારીજીવન માટે અનેક પ્રકારની ક્રિયા કરી, પાપકર્મો બાધી, અનત દુખો ભોગવી સસારમા રઝળ્યો સસારમા ખાવાની ક્રિયા કરી, ભોગની ક્રિયા કરી, અને શરીર સાચવવા માટે પણ અનેક પ્રકારની ક્રિયા કરી, પરતુ આત્માના ઉદ્ધાર માટેની ક્રિયામા સાવ શૂનમૂન રહ્યો

અનાદિ કાળથી સસારમા રખડતા અનતાનત પુદ્ગલ

પરાવર્તન કાળ બાકી રહે ત્યારે જ નવકારમંત્ર,-અથવા કોઈ પણ ધર્મક્રિયા, અથવા ધર્મ જેવી વસ્તુ-મોક્ષની દૃષ્ટિએ આત્માને આદરવાની કે ગણવાની ભાવના થાય છે મારો મહાન્ પુણ્યોદય થયો કે આવા પ્રકારની આત્મકલ્યાણકારી, જીવનમા અતિદુર્લભ એવી ક્રિયા કરવાનો અવસર મળ્યો ચિંતામણી રત્નની પ્રપ્તિ થયા બાદ કોણ મૂર્ખ માણસ હોય? કે જે ભૂખે મરે.

વિવિધ પ્રકારની સુંદરક્રિયા હૃદયની શુદ્ધિપૂર્વક ચઢતે પરિણામે શામાટે ન કરૂ ? મારા અહોભાગ્ય કે આજે મહાન્ કૃપાળુ ત્રણ લોકના નાથ એવા વીતરાગ પરમાત્મા મળ્યા જેમની સેવા કરવા માટે હંમેશા ઓછામા ઓછા ક્રોડ દેવતાઓ ખડે પગે તૈયાર હોય છે, જેમની સેવા કરવા અસંખ્ય ઇંદ્રો અહર્નિશ તલપાપડ થઇ રહ્યા હોય છે નરેંદ્રો અને ચોસઠ ઇંદ્રો જેમની સેવા કરવામા પોતાને કૃતકૃત્ય થયેલ માને છે આવા નાથની સેવા કરવાનો મારા જેવા અભાગીને તો વારો જ ક્યાથી આવે ?

આતો નદી ઘોળ ન્યાયે આપ જેવા નાથ મળી ગયા હે નાથ ! જો કે આમ તો મને આપનો કેટલીએ વાર ભેટો થયો હશે કેટલીએ વાર સમવસરણમા પણ આવ્યો હોઇશ આપે ઘણીયે વાર ઉપદેશ પણ આપ્યો હશે અરે મને પ્રતિબોધ કરવા આપે પ્રયત્ન પણ કર્યો હશે, પરંતુ મે તો આપની અદ્‌ભૂત પરમ હિતકારીણી વાણીની અવગણના કરી હશે; અથવા સાભળી હશે તો હૃદયમા ધારી નહીં હોય અથવા આપ પ્રત્યેની

શ્રદ્ધાના અભાવે અથવા આપ પ્રત્યેના દ્વેષના કારણે આપને ઓળખી શક્યો ન હોઉ અથવા સસારના મોહમા મૂઢ બનેલ મે સસારનો પરિચય મેળવવા પ્રયત્ન કર્યો હશે અથવા આપની ઓળખાણ કરવા કશો પ્રયત્ન કર્યો નહી હોય એથી જ સસારમા અનંત કાળ રખડ્યો અને અનતા દુઃખો ભોગવ્યા, તો હવે શુદ્ધ ભાવપૂર્વક વિધિસહિત એવી આપની સેવા કરૂ જેથી મારો સસારમાથી છુટકારો થાય અને સાચા સુખને પામુ આવી ભાવના ભાવવી એ ભાવશુદ્ધિ જાણવી

## ૯ પ્રથમ નિસીહિ

જિનદર્શન-પૂજન કરનારે જિનમંદિરમા પ્રવેશતા ત્રણ નિસીહિ અવશ્ય કહેવી જોઈએ પ્રથમનિસીહિ જિનમંદિરના પ્રથમ દ્વારે પ્રવેશતા કહેવાય છે પ્રથમ નિસીહિથી એમ સૂચવવામા આવે છે કે, હવે મારે જિનદર્શન પૂજન તથા જિનમંદિર સબધી સૂચના સિવાય અન્ય કોઈપણ ક્રિયા કે વાત કરવાની નથી સસારની કોઈપણ ક્રિયા જ્યાંસુધી જિનમદિરમા હોઉ ત્યાંસુધી હવે મારે કરવાની નથી અર્થાત જિનમદિરમાં પ્રવેશ કરતાં સર્વ પાપક્રિયાનો ત્યાગ કરૂ છુ. દેરાસરમાં પ્રવેશ કર્યાબાદ કોઈપણ પ્રકારની સસાર સબધી વાતચિત કરવાની સખત મનાઇ છે જ્યારે વાતચિત કરવાની સખત મનાઈ છે, તો પછી બીજીઓ કે કકાસ કરવાની મનાઈ હોય એમા તો કહેવાનુ જ શું હોય ? તેમજ બીજી પણ સસારની કોઈપણ ક્રિયા ન કરવી જોઈએ એમ જાણવુ પ્રથમ નિસીહિ એ તો પહેરેગીર જેવી છે જેમ પહેરેગીર અદર જનારને તપાસીને

મોકલે છે જોડા વિગેરે બહાર મૂકવાનું જણાવે છે, તેમ નિસીહિરૂપ પહેરેગીર આત્માને જણાવે છે કે, હવે તું જિન મંદિરમા જિનેશ્વર દેવના દર્શન કરવા જાય છે તો આત્માને મલિન કરનાર વિષય-કષાયાદિ અશુચિ વસ્તુઓ, મોહ પમાડનાર સાંસારિક સાધનો અહીં મૂકીને આગળ જા, જેથી તને પ્રભુદર્શનાદિમા અવશ્ય આનંદ આવે અને વીતરાગ ભગવંતના વીતરાગ ભાવે તું દર્શનાદિ કરી શકીશ પ્રથમ નિસીહિ કહેતી વખતે આ વિચારણા જરૂર કરવી

## ૧૦ બીજી નિસીહિ

બીજી નિસીહિ દ્રવ્યપૂજા કરતા પહેલા રંગમંડપમા કહેવાની હોય છે પ્રથમ નિસીહિમા જિનમંદિરમા કામ કરતા કારીગરો, મજૂરો, પૂજારી આદિને ભલામણ કરવાની છૂટ હોય છે, તે આ બીજી નિસીહિ કહ્યા બાદ બંધ થાય છે દહેરાસરમા દર્શન-પૂજન કરવા જનારે હમેશાં એટલુ ખાસ ધ્યાન રાખવાનું કે, બને ત્યાં સુધી કચાયે જાલા બંધાયા હોય, કચરો પડયો હોય તે જાતે કાઢવો ગંદકી પડી હોય, અશુચિ પડી હોય તો જાતે દૂર કરવી, અને તે શક્ય ન હોય તો બીજા પાસે કરાવવુ. પરંતુ બેદરકારી રાખવી નહિ સુંદર રીતિએ દહેરાસરની સફાઈ ઉજળામણ રાખવામા આવે તો, સુંદર ભાવ પેદા થાય છે, અને આશાતના દૂર થાય છે

જેટલી દહેરાસરની સફાઈ ને ઉજળામણ એટલો આપણો આત્મા ઉજ્વળ બને, અને સંસારમા પણ શાન્તિ મેળવે દહેરાસરની સફાઇ રાખવાનો પ્રયત્ન જેમ બીજાઓએ કરવાનો

છે તે કરતા પણ આજના સમયે દહેરાસરના ટ્રસ્ટીઓએ વધુ ધ્યાન દેવાની જરૂર છે જિનમદિરના ટ્રસ્ટી થવાનો અવસર એટલે તીર્થંકર નામકર્મનો બધ પાડવાનો અવસર જાણવો

સઘ પણ યોગ્ય, ભાવિક, શ્રદ્ધાવાન, બુદ્ધિશાની માનીને જ જિનમદિરના ટ્રસ્ટી બનાવી જિનમદિરની જવાબદારી સોપે છે, માટે ટ્રસ્ટીઓએ પોતાની જવાબદારીનો જરૂર ખ્યાલ રાખવો આ તો કસ્તુરીનો વ્યાપાર છે, જેમ મોટા વ્યાપારમા લાભ પણ વધારે તેમ બેદરકારી રાખે તો નુકશાન પણ વધારે જ થાય છે

## ૧૧ ત્રીજી નિસીહિ

ત્રીજી નિસીહિ ચૈત્યવદન કરતા પહેલા કહેવાની હોય છે હવે પછી દ્રવ્યપૂજા કરવાની પણ બધ થાય છે અને ચૈત્યવદનરૂપ ભાવપૂજા કરવાની જ રહે છે ત્રણે નિસીહિથી પૂજાનો સુદર ક્રમ બતાવ્યો તથા એકેક ક્રિયા કરતા તેમા જ લક્ષ્ય રહે, બીજામા લક્ષ્ય જાય નહિ તે પણ સૂચવ્યુ છે અર્થાત્ જે ક્રિયા ચાલતી હોય તેમા જ લક્ષ્ય આપવુ જોઈએ પરતુ બીજી ક્રિયામા લક્ષ્ય ન આપવુ જોઇએ.

કેટલાક અજ્ઞાનતાના યોગે સાથીયો પૂરતા હોય ને ચૈત્યવદન પણ ચાલુ કરી દે છે એમ એકસાથે બે ક્રિયા કરતા હોય છે અને જેમ તેમ ચૈત્યવદન પૂરૂ કરે છે, પરતુ એક સાથે બે ક્રિયા કરી 'પણ કરવી યોગ્ય' નથી 'દરેક ક્રિયા 'ક્રમસર 'અને 'શાતિપૂર્વક કરવી જોઇએ, જેથી દર્શન 'તેથો

પૂજનનો સાચો આનંદ આત્માને પ્રગટ થાય અને દર્શન-પૂજનથી કેટલો આત્માને લાભ થાય છે તેની ચોક્કસ ખાત્રી આત્માને થશે

## ૧૨ જિનેશ્વરદેવને નમસ્કાર

જિનમંદિરમાં પ્રવેશ કરતાં જે સ્થળેથી પ્રથમ જિનેશ્વરના દર્શન થાય કે તરત જ નમો જિણાણ" કહેવું જોઈએ. આ પંક્તિથી જિનેશ્વરદેવ પ્રત્યેની શ્રદ્ધા, ભાવ અને વિનયગુણ પ્રગટ થાય છે "નમો જિણાણ" શબ્દ નીકળતા જ હૈયાનો ઉમળકો એકદમ વધવો જોઈએ આજે મારો પુણ્યોદય થયો, મારે આંગણે સાક્ષાત્ કલ્પવૃક્ષ ફળ્યો, ચિંતામણી રત્ન પ્રાપ્ત થયું, કે ત્રણ લોકના નાથ એવા દેવાધિદેવના દર્શન થયા, આજે મારૂં દારિદ્રય દૂર થયું, પાપ પાતાળે ગયું કર્મોનો નાશ થયો, ખરેખર આજ હું પવિત્ર થયો, નેત્રો સફળ થયા, ગાત્ર ધન્ય બન્યાં, આમ ભાવપૂર્વક નમસ્કાર કરવો

જિનપ્રતિમા, જિનમંદિર, અથવા જિનમંદિરની ધ્વજ દેખાય તોપણ ભાવપૂર્વક નમસ્કાર કરવો અને જિનમંદિર પાસેથી જેટલી વખત નીકળતા હોઈએ તેટલી વખત પણ ભાવપૂર્વક નમસ્કાર કરવો જોઈએ જિનમંદિર અર્થાત્ મહાન તપસ્વીઓના ઉપર થઈને જતા વિદ્યાધર કે દેવવિમાનો પણ અટકી જતા હતા જિનમંદિરની પાસે થઈને જઈએ અને નમસ્કાર ન કરીએ તો અવિનયરૂપ આશાતના ગણાય છે, માટે ઉપયોગ રાખવો જરૂરી છે

## ૧૩ અંગશુદ્ધિ

પ્રભુની અંગપૂજા કરતા અવશ્ય સ્નાન કરવાની જરૂર પડે છે અપવિત્ર શરીરવાળો એવો હુ અપવિત્ર છુ એવી બુદ્ધિ હોવાથી સ્નાન કર્યા પછી શુદ્ધ થવાથી મન પણ પવિત્ર થાય છે શરીર અને મનનો સબધ છે વળી સસારજીવનમા અનેક અપવિત્ર વસ્તુના સસગથી અશુચિના પુદ્‌ગલો શરીરને સ્પર્શતા હોય છે અને શરીરની અસર મન પર થાય છે, માટે અગપૂજા કરતા પહેલા સ્નાનની જરૂર હોય છે

સ્નાન માટે જળ પરિમિત વાપરવુ એટલે જેટલાથી બરાબર અગશુદ્ધિ થાય તેટલુ જ જળ વાપરવુ જોઈએ. તે પણ ગાળીને વાપરવુ ન્હાવા માટેની જગ્યા તડકો પડે તેવી યાને જલ્દી પાણી સૂકાઈ જાય તેવી, તેમજ ઘણાએ જ્યા સ્નાન ન કરેલ અને તે પણ પાણી ગટર આદિમા ન જતુ હોય અને નીલફુલ વિગેરે જીવોત્પત્તિ ન થતી હોય તેવી જગ્યા હોવી જોઈએ જિનમદિરના કમ્પાઉન્ડમા ન્હાતી વખતે કપડા સાબુથી ધોવા ન જોઈએ

કૂવા વિગેરે દેવદ્રવ્યથી બનેલાં ન હોવા જોઈએ સાધારણના ખર્ચે તૈયાર થયેલ હોય તો પણ બને તો શક્તિ મુજબ રકમ ભરાવવી જોઈએ સાધારણ ખાતે દેવદ્રવ્યમાંથી ઉપાડ કરવો જરાયે હિતાવહ જણાતુ નથી, આ ખાસ ધ્યાન રાખવા જેવી હકીકત છે

## ૧૪ વસ્ત્રશુદ્ધિ

વસ્ત્ર પણ શુદ્ધ, સુદર અને કિંમતી, વસ્ત્રો વાપરવા જોઈએ

પૂજા માટેના વસ્ત્રો સફેદ હોવા જોઇએ પુરૂષો માટે બે અને સ્ત્રીઓ માટે ત્રણ વસ્ત્ર વાપરવાનુ વિધાન છે વસ્ત્રો ફાટ્યા વિનાના, હમેશા ધોએલ અને ધૂપ દીધેલ હોવા જોઇએ કુમારપાળ મહારાજા તો હમેશા પૂજા માટે વસ્ત્રની નૂતન જોડી વાપરતા હતા આપણાથી આવું ન બને તોપણ રોજ કપડા ધોવાતો જોઇએ જ

પૂજા માટેના કપડાથી, ભોજન, લઘુનીતિ વડીનીતિ, વગેરે ન કરવી જોઇએ અર્થાત્ ભોજનાદિ થયેલ હોય તો પૂજામા વાપરી શકાય નહિ આજે કેટલાકો પહેલે દિવસે જે કપડાથી ભોજન, સડાસ, પેશાબ કરેલ હોય તે કપડા બીજે દિવસે ધોઇને પૂજામા વાપરે છે, પણ આવી રીતે ધોયેલ કપડા પણ ન વાપરવા જોઇએ અર્થાત્ પૂજા માટેના અલગ કપડા રાખવા જોઇએ

વળી ગંજીફરાક વગેરે પણ વાપરવુ વ્યાજબી નથી હાલમા મોટા છોકરા, છોકરીઓ સીવેલ કપડા પહેરે છે તે પણ ઠીક નથી પુરૂષો માટે ખેસ ને ધોતીયુ અને સ્ત્રીઓ માટે સાડલો આદિ સમજવુ પૂજાના કપડાં પહેરી પૂજારીઓ ચા, બીડી, નાસ્તા આદિ પણ કેટલેક ઠેકાણે કરે છે, તેની બરાબર કાળજી રાખવી જોઇએ પૂજાનાં કપડાં પહેરી વધુ વખત દેરાસરમા ન રહેવું જોઇએ, કારણકે વાછૂટ વગેરે થવાનો સભંવ રહે છે અતિશય પરસેવો વગેરે થાય તોપણ વસ્ત્રો અપવિત્ર થાય છે, માટે જરૂર ઉપયોગ રાખવો

## ૧૫ મન શુદ્ધિ

બધી શુદ્ધિઓનો ખરેખરો આધાર મનપર છે મોહરાજાને ધર્મરાજાની લડાઇ અનાદિકાળથી ચાલુ છે બધી શુદ્ધિઓ સૈન્ય છે, જ્યારે મન એ સેનાપતિ છે સેનાપતિ વગર સૈન્યની કશી કિમત નથી, જો કે સેનાપતિ સૈન્યના જોરે લડે છે પરતુ સેનાપતિ મરાયો કે સૈન્યને ભાગ્યેજ છુટકો સેનાપતિ વગર સન્ય નકામુ છે, તેમ મન શુદ્ધિ વિના સર્વ ક્રિયા પૂર્ણફળને આપતી નથી

" એજ મને પ્રસન્નચદ્ર રાજર્ષિને ક્ષણમાત્રમા સાતમી નરકના અધિકારી બનાવી દીધા પરતુ એજ મન ધર્મરાજાના પક્ષમા જવાથી ધર્મરાજાની આજ્ઞાનુસાર તેણે એજ મહર્ષિને કેવળજ્ઞાની બનાવી મોક્ષગતિના ભોકતા પણ બનાવી દીધા

જો મન મોહરાજાની આજ્ઞામા વર્તતુ હોય તો દુર્ગતિના ભોકતા બને છે, અને એજ મન ધમરાજાની આજ્ઞામા વર્તતુ હોય છે તો સ્વર્ગ અને મોક્ષના અધિકારી બને છે મનજ મોક્ષ અને કમબધનુ કારણ છે અરે મન તો કુડરીક જેવા મુનિને રાજ્યના સુખ ભોગવવા દીધા વિના પણ સાતમી નરકના અધિકારી બનાવી દીધા તદુલિયો મત્સ્ય માત્ર મનના યોગેજ સાતમી નરકનો ભોકતા થયો માટે મન એજ બધનુ પ્રધાન કારણ છે, એથી દરેક ધર્મક્રિયામા મન શુદ્ધિ ઉપર વધારે લક્ષ્ય આપવુ જોઈએ.

પૂજા કરવી વખતે પ્રસન્ન તથા શાત ચિત્ત રાખવું ક્રોધ ભય, અહંકાર, લોભ, કપટ આદિથી પૂજા ન કરવી, તેમજ

પૂજા કરતા ક્રોધ, અહંકાર, લોભ કે કપટ પણ ન કરવું હું બીજાઓ કરતા સુંદર આંગી રચું છું યા ગ્યાવું છું. મોટી પૂજા ભણાવું છું, કે સુંદર પૂજા કરૂં છું એમ અભિમાનની દૃષ્ટિ લાવવી ન જોઈએ પૂજા કરતા સામાન્ય સૂચના કરવી પડે તે અલગ વાત છે, પરંતુ ખોટી રીતિએ કોઈની ઉપર ક્રોધ ન કરવો અથવા પોતાની ચીજ કોઇએ વાપરી હોય અથવા આપણા કરતા કોઈએ પહેલી પૂજા કરી લીધી હોય, અથવા આપણે ચઢાવો બોલ્યા હોઇએ અને ભૂલથી બીજાએ પહેલી પૂજા કરી લીધી હોય, આવા અનેક કારણોસર ક્રોધ ન કરવો પરંતુ સામાને સમજાવવા પ્રયત્ન કરવો એ જ હિતાવહ છે

પૂજા કરવાથી લોકો મને ધર્મી જાણીને સજ્જન કહેશે. અથવા જરૂર પડે તો ધન આપશે અથવા યશ મળશે, એવી લાલસાથી પૂજા ન કરવી પૂજામા જોઈતી સામગ્રી માટે લોભના યોગે ખર્ચનો બચાવ ન કરવો તેમજ કોઈના દેખતા પૂજા સારી રીતે કરવી અને કોઈ ન હોય તો ગોટાળા વાળવા, આવી રીતે દંભથી પૂજા ન કરવી તેમ વિષયોના ચિંતવનપૂર્વક પણ જિનપૂજા ન કરવી પરંતુ સુંદર નિર્મળ મને કરી આત્મશુદ્ધિ માટે પૂજા કરવી જોઇએ વળી મન બગડે તેવાં નિમિત્તોથી પણ બચવાની સાવધગીરી રાખવી જોઈએ

પૂજા-પ્રક્ષાલન કરતા સ્ત્રી-પુરૂષનો સંઘટ્ટો [સ્પર્શ] ખાસ વર્જવો જોઇએ. સંઘટ્ટો થવાથી મન દોષિત થવાનો સંભવ છે કારણ કે નિમિત્તવાસી આત્મા છે, માટે સાવચેતીની ખાસ

જરૂર છે બનતા સુધી પોતાની ક્રિયામા લક્ષ્ય, વૈરાગ્યની વૃદ્ધિ અને ક્રિયાથી થતો આત્માને લાભ, આ વસ્તુમા ધ્યાન રહે તો જ મન શુદ્ધિ સચવાય તેમ છે છતાએ મન અન્ય વિચારમા ચડી જાય તો મહાપુરૂષોના દષ્ટાતો વિચારવા અને મનને રોકવા પ્રયત્નશીલ બનવુ

## ૧૯ ભૂમિશુદ્ધિ

જમીનશુદ્ધિની પણ આવશ્યકતા છે દહેરાસરમા કોઈ પણ અશુચિ પદાર્થો પડ્યા હોય તો દૂર કરાવી અથવા કરી નાખી જમીનશુદ્ધિ કરી લેવી જોઇએ દહેરાસરની ચારે બાજુમા સો સો ડગલામા ગદકી ન થાય તેનો ખાસ ખ્યાલ રાખવો દહેરાસરમા નાના બાળકે અશુચિ કરી હોય તોપણ ભૂમિને બરાબર ધોઈ નાખી ધૂપથી સુવાસિત બનાવવી

ચાર દિવસ પછી જ નાહીને શુદ્ધિ જળવાય તો જ બહેનોએ દહેરાસરે આવવુ ચાર દિવસ પછી પણ અશુચિ જેવુ લાગતુ હોય તો દહેરાસરમા ન આવવું પરતુ બહારથી દર્શન કરવા પણ પૂજા ન કરવી જ્યારે અશુચિ ન જણાય ત્યારે જ પૂજા કરવી વાછૂટ વગેરે દહેરાસરમા ન કરવી થઈ જાય તો કપડા પણ ધોવા પડે અને દહેરાસરને ધૂપથી સુગધિત કરવુ પડે હમેશા દહેરાસરમાં દશાગ અને બીજા સારા ધૂપો મઘમઘતા હોવા જોઇએ કચરો વગેરે પડયો હોય તો દૂર કરવો જોઇએ છતી શક્તિએ કચરો જાતે કાઢવો જોઇએ જાતે હંમેશા કચરો નીકાલવા સમર્થ ન હોય તો પગાર

દિવસે કે મહિનામા એકવાર તો કચરો કાઢવાનો લાભ લેવો હિતાવહ છે

વળી વિચાર કરવો કે મારા આત્માએ ભગીના ભવમા અનતીવાર નગરની ખાળ, લોકોના સડાસ, અરે પોતાના બચ્ચાના વડીનીતિ આદિ સાફ કર્યા હશે, ઝાડુ કાઢયુ હશે, ઘરે કચરો પણ કાઢયો હશે, પરતુ મારા આત્માને કઈ પણ લાભ મળ્યો નથી પરતુ ત્રણ જગતના તારણહાર જિનેશ્વરદેવના મદિરમા કચરો કાઢવાનો પુણ્ય અવસર કયાથી હોય ? એમ સમજી જિનમદિરમા જાતે કચરો કાઢવા શિખવા જેવુ છે બને તો દહેરાસર માટે એકાદ સાવરણી તે પણ પોચી મૂકવી જોઇએ સાવરણી જીવદયા પળે તેવી વાપરવી જોઇએ

## ૧૭ પૂજોપગરણશુદ્ધિ

પૂજાના ઉપગરણો સુદર, સ્વચ્છ ને સારા વાપરવા જોઈએ કળશ, રકાબી, વાટકો, ધૂપધાણુ, ફાનસ, આદિ વસ્તુઓ મૂલ્યવાન, શોભાયમાન વાપરવી જોઈએ દેરાસરના હોય તો દર મહિને કઈક આપવુ જોઈએ ઉપગરણો જો કોઇએ ભક્તિ નિમિત્તે મુકેલ હોય તો વાપરવામા દોષ નથી પરતુ ઘરની વસ્તુઓ હોય તો વિશેષ ભાવવૃદ્ધિ થવા સભવ રહે છે અને વસ્તુઓ સાચવવા માટેની કાળજી વિશેષ રહે છે

દેરાસરના ઉપગરણોનો દર મહિને એકવાર જરૂર સાફ કરવાનો લાભ લેવા જેવો છે છેવટે વર્ષમા એકવાર જરૂર

લાભ લેવો જોઇએ ઉપરોક્ત ઉપગરણોમાથી શક્તિ મુજબ વર્ષમા એકાદ ઉપગરણ જરૂર મૂકવુ

અંગલુહણા, કેશર, સુખડ, બરાસ, વરખ, બાદલુ વગેરે વસ્તુઓ છતી શક્તિએ પોતાના ઘરની વાપરવી જોઇએ ઘરની વસ્તુઓ વાપરતા ભાવની વૃદ્ધિ સારી થાય છે જેમકે હાથે બનાવેલ રોટલો કાચો હોય, બળેલ હોય કે દાઝી ગયો હોય તોપણ મીઠો લાગે છે, તેમ ઘરની વસ્તુઓ વાપરતા આત્માને અનહદ આહ્લાદ પ્રાપ્ત થાય છે કેશરાદિ વસ્તુઓ શક્તિવત આત્માએ અવશ્ય મુકવી પોતાની શક્તિ ન હોય તો કોઇ પણ વસ્તુ સાધારણ ખાતાની હોય તે વાપરવી

## ૧૮ દ્રવ્યશુદ્ધિ

દ્રવ્ય પણ ન્યાયથી ઉપાર્જન કરેલ હોવુ જોઇએ આહારના પ્રમાણે ઓડકાર આવે છે, ચોરીથી, વિશ્વાસઘાતથી, પડાવી લીધેલ, છેતરપીંડીથી મેળવેલ દ્રવ્યથી પ્રભુપૂજા કરવી યોગ્ય નથી, માટે ખાસ દ્રવ્ય કેવુ વાપરવુ જોઇએ એના ઉપર જ્ઞાનીઓએ ભાર મૂકેલો છે જે કઈપણ પૂજામા ખર્ચ થાન તે બધુ પોતાની માલીકીનુ અને ન્યાયથી પ્રાપ્ત થયેલ વાપરવુ હિતાવહ છે અને જથી ભાવની વૃદ્ધિ થાય છે પુણ્યાશ્રાવકનુ સામાયિક વખણાય છે, કારણ કે તેનુ સામાયિક બત્રીશ દોષરહિત હતુ તેનો આહાર પણ ન્યાયથી ઉપાર્જન કરેલ દ્રવ્યનો હતો એક સામાન્ય ભૂલથી આવેલ દ્રવ્યની પણ કેવી અસર થાય તે નીચેના દ્દષ્ટાતથી સમજવા યોગ્ય છે

પુણ્યો શ્રાવક હમેશા વિધિપૂર્વક શુદ્ધ, ભાવપૂર્વક સામાયિક કરે છે એક વખત હમેશ મુજબ વિધિપૂર્વક તેણે સામાયિક લીધુ છે અને આત્મધ્યાનમા મસ્ત બનવા પ્રયત્ન કરે છે, પરતુ મન ચલાયમાન થાય છે, તેથી તેનુ કારણ શોધવા પ્રયત્ન કરે છે છતા ચલાયમાન થવાનુ કારણ મળતુ નથી તેનુ મન આખા સામાયિકમા સ્થિર થતુ નથી સમય પૂરો થયે સામાયિક પારી લે છે પાર્યા પછી પોતાની સ્ત્રીને પૂછે છે, આજ તારા હાથથી કઈ પણ અન્યાય થયેલ છે? યાને કોઈની અણહકની વસ્તુ આવેલ છે?

તે સ્ત્રી કહે છે કઈ પણ યાદ નથી છતા વારંવાર યાદ કરવાથી એક વસ્તુ યાદ આવે છે અને કહે છે કે, આજે પાડોશીનુ ફક્ત એક છાણુ પૂછયા વિના લાવી છુ

ત્યારે પુણ્યાશ્રાવકે કહ્યુ કે તુ તરત જ તેને ત્યા જઈ જણાવી આવ જેથી ભૂલની શુદ્ધિ થઈ જાય કારણ કે આ છાણાથી રસોઈ થઈ અને તે આહાર પેટમા પડયો તેનુ પરિણામ એવુ આવ્યુ કે, સામાયિકમા મારૂ મન આજ સ્થિર રહી શકયુ નહિ

હવે વિચાર કરો કે, એક સામાન્ય અને અનીતિની બુદ્ધિ નહિ હોવા છતા આટની અસર થઈ તો જેઓ જાણી જોઈને સમજવા છતા અનીતિ કરે અથવા દેવદ્રવ્ય કે તેની વસ્તુ વાપરવાની ઇચ્છા કરે તેને માટે તો કહેવુ જ શુ?

## ૧૯ વિધિશુદ્ધતા

દર્શન તથા પૂજા કરતા ક્રમસર જે સમયે જે પ્રમાણમા

જેવી વિધિ બતાવી હોય તે પ્રમાણે વિધિ બરાબર સાચવવી પ્રથમ દ્રવ્યપૂજા પછી ભાવપૂજા કરવી વળી સૂત્રોનો શુદ્ધ ઉચ્ચાર અને સૂત્ર-અર્થ ધારવાપૂર્વક ક્રિયા કરવી

એક ક્રિયા મૂકી બીજી અનુક્રમ વગરની ક્રિયા ન કરવી દાખલા તરીકે પ્રથમ ભાવપૂજા અને પછી દ્રવ્યપૂજા એ પ્રમાણે કરે તો અવિધિ થાય છે સવારમા વાસક્ષેપપૂજા, બપોરે ચદનપૂજા, તથા સાજે આરતી, દીપક, ધૂપ વગેરેની પૂજા કરવી એમ ત્રિકાલપૂજા કરવાનુ વિધાન છે

દેરાસરમા નવકારવાળી, ધ્યાન વિગેરે ન કરવુ કારણ કે દેરાસરમા વધુ વખત કારણ વગર રહેવાથી આશાતનાનો ભય રહે છે આપણુ શરીર અશુચિમય હોવાથી બહુજ ઉપયોગ રાખવા જેવો છે આ પ્રમાણે શુદ્ધિઓ સાચવવા અવશ્ય ધ્યાન દેવુ

## ૨૦ પ્રદક્ષિણા

જે જિનમદિરમા ભમતિ હોય ત્યા અવશ્ય ત્રણ પ્રદક્ષિણા દેવી જોઈએ પ્રદક્ષિણા દેતા કચરો વિગેરે પડયો હોય તો ધ્યાન દઈ દૂર કરવો અથવા ભાગ્યુ-તુટ્યુ હોય તો સભાળ લેવાનુ ભૂલવુ નહિ કદાચ નીલફૂલ વગેરે અથવા હાડકુ વિગેરે પડયુ હોય તો ખાસ ધ્યાનમા લઈ દૂર કરવું ત્રણ પ્રદક્ષિણા કરવાથી ,સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ ત્રણ રત્નની માગણી કરવાનુ સૂચવાય છે

પ્રદક્ષિણાથી એમ સૂચવાય છે કે, હે ત્રણ લોકના નાથ, આ સસારમા મારૂ ભવભ્રમણ, અનત કાળથી ચાલુ છે આ

સંસારની મુસાફરી ઘણીજ વિષમ છે કારણ કે આ એક ભયંકર અટવી છે તેમા રાગદ્વેષરૂપ ભયંકર લુટારાઓની પલ્લી છે વિષય રૂપ વિષમ ડુંગરાઓનો સમુહ છે કષાય રૂપ ચોરોનું ખાસ નિવાસ સ્થાન છે, પરંતુ અજ્ઞાને અને મિથ્યાત્વના યોગે મારો આત્મા આ ભયંકર સ્થાનને ઓળખી શકયો નથી ભયંકર દુખ પ્રાપ્ત થવા છતા, મૂર્ખ આત્માએ એને સુખના પરમધામ રૂપ માની લીધુ છે

કુગુરૂ રૂપ દલાલોએ સંસાર સુખમા સુખની માયા બતાવી આત્માને કદાગ્રહ રૂપ દોરડા વડે બાધી સમ્યગજ્ઞાનાદિ રત્નો લુંટી લીધા છે, છતા હું સુખી છુ આવુ ગાડાની માફક જીવ બોલી રહ્યો છે

હે દીનાનાથ, આ સંસારમા મોહરાજાએ મને મનુષ્યલોકમા મળતા રાજા, શેઠ આદિના સુખો અને દેવલોકમા પ્રાપ્ત થતા બાર દેવલોકના, નવ ગ્રૈવેયક, અને અનુત્તર વિમાનના સુખો બતાવી લલચાવ્યો પરંતુ તે બધુ સુખ ક્ષણવિનાશી, અલ્પકાળનું, અપૂર્ણ માનસિક વિટંબનાયુક્ત અને પરિણામે સંસારવૃદ્ધિ કરનાર છે, એવુ કોઈ દિવસ બતાવ્યુ નથી વળી નિગોદમા અવ્યક્તપણે ભોગવાતુ દુખ, નરકગતિમા છેદન, ભેદન, તાડન, મારણ, આદિ પડતુ દુખ, અને તિર્યંચગતિમા પરાધીનપણે ભોગવવુ પડતુ અનેક પ્રકારનુ દુખ એ બધા દુખોનુ વર્ણન કોઈપણ દિવસે બતાવેલ નથી, એજ મોહરાજાની પ્રપંચજાળ છે

તોપણ હે પ્રભુ, કઈંક અચાનક રીતિએ બધાયેલ શુભ

કર્મના યોગે જ આપ જેવા રત્નચિંતામણી આ ગરીબ-રંકના હાથમાં આવી ગયા જો કે આ સંસારનો રાગ હજુ બહુ જ લાગેલ છે તો પણ સદ્‌ગુરુના યોગે હવે નિશ્ચયે જાણ્યું કે, આ ભવભ્રમણ ટાળવાનો અમોઘ ઉપાય તરીકે સમ્યગ્દર્શન, જ્ઞાન, ચારિત્રરૂપ રત્નત્રયીની આરાધના છે તો હે પ્રભુ! મારી નમ્રભાવે વિનંતિ છે કે, મારા ઉપર કૃપા કરી રત્નત્રયી આપો, જેથી હું મારૂ ભવભ્રમણ ટાળી શકું અને અંતે આપની પાસે આવી અવિચળ સ્થળમાં સાથે વાસ કરી રહી શકું એ પ્રમાણે પ્રદક્ષિણા કરતા ભાવના ભાવવી જોઈએ

## ૨૧ ચાદલાનો અર્થ

શુદ્ધ કપડા પહેરી પૂજા કરતા પહેલા પોતાના મસ્તકમાં અર્થાત્ કપાળમાં તિલક કરવાનું વિધાન છે પ્રથમ તિલક ભગવાનને ન કરતા પોતાના કપાળમાં કરવું એ વિશેષ મહત્ત્વ સૂચવે છે

તિલક કરતા આત્માએ પોતાને એવા પ્રકારનો નિશ્ચય કરવાનો હોય છે કે, હે પ્રભુ! આ સંસારમાં મેં ધન, કુટુંબ, ભોગની લાલસાએ ઘણાની સેવા કરી, આજ્ઞા ઉઠાવી અરે આ પાપી પેટ ખાતર, મેં ઘણા શેઠની નોકરી સ્વીકારી, ઘણાની ગુલામી કરી, પરંતુ ક્યારે મારા મનની ઈચ્છા મુજબ મળ્યું નહિ આ ગુલામી કરતા કેટલાએના પ્રહારો, અપમાનો વગેરે સહન કર્યા તો પણ મારૂ કાર્ય સિદ્ધ થયું નહિ

હે પ્રભુ! મેં મારા સંસારના સ્વાર્થ ખાતર અનાચારી,

નીચ, લુચ્ચા માણસોની પણ સેવા કરવામાં જરાયે કમીના રાખી નથી, તોપણ બદલામાં શું મળ્યું ? તે તો મારો આત્મા જ જાણે છે

એના બદલે ત્રણ લોકના નાથ એવા આપની સેવા સ્વીકારી હોત તો મારી આ દશા થઈ ન હોત હે પ્રભુ, આપની સેવા સ્વીકારવી એટલે જૈનશાસન પામવું જૈનશાસન પામવું એટલે સમ્યક્ત્વની પ્રાપ્તિ સમ્યક્ત્વ પામ્યા પછી આત્માનો પ્રવાસ એ મોક્ષપ્રવાસ ગણાતો હોય છે, એ નિઃશંક વાત છે

સમ્યક્ત્વ પામ્યા પછી આ આત્મા સંસારમાં વધારેમાં વધારે એક પુદ્ગલ પરાવર્તનકાળ જ ભમે છે જો કે આટલો લાંબો કાળ કોઈક ભારે કર્મી તીર્થંકરાદિની આશાતના કરનાર ગોશાળા જેવા માટે જ હોય છે, પરંતુ સામાન્ય રીતિએ તો તેજ ભવે, ત્રણ, પાંચ, સાત આદિ થોડા ભવોમાં જ મોક્ષે જઈ શકે છે આ પરમ પ્રભાવ માત્ર સમ્યક્ત્વનો જ છે સમકિતી આત્મા કદાચ પાપકર્મ કરે તોપણ અલ્પબંધ પાડે છે, કારણ કે તેને પાપ કરવાના તીવ્ર પરિણામ હોતા નથી

એક સમ્યક્ત્વના પ્રભાવે જ શ્રેણિક મહારાજા જેવાએ તીર્થંકર નામકર્મનો બંધ પાડયો મિથ્યાત્વનો ત્યાગ કર્યા સિવાય સમ્યક્ત્વની પ્રાપ્તિ થતી નથી

મિથ્યાત્વના ચાર પ્રકાર છે ૧ લોકોત્તર દેવસંબંધી, ૨ લૌકિક દેવસંબંધી, ૩ લોકોત્તર ગુરુસંબંધી, ૪ લૌકિક ગુરુસંબંધી.

૧ અરિહંતાદિ ભગવંતોને મોક્ષની ઈચ્છાથી ન સેવતા સંસારસુખ માટે સેવા–પૂજાદિ કરવી તે લોકોત્તર દેવસંબંધી મિથ્યાત્વ કહેવાય કેટલાકો અજ્ઞાનતાથી કેસરીયાજી, શંખેશ્વર પાર્શ્વનાથ, મલ્લિનાથ આદિ તીર્થંકરોની પૂજા–ભક્તિ આદિ, શરીર માટે, ધન માટે, અને સ્ત્રી આદિ માટે કરે છે તે લોકોત્તર મિથ્યાત્વ જ જાણવુ સમ્યક્ત્વ ધારી દેવ–દેવીની પણ સંસારસુખ માટે સેવા કરવી તે પણ મિથ્યાત્વ સમજવુ

જૈનશાસનની આરાધનામાં સહાય મળે, જૈનશાસનની પ્રભાવના થાય એ હેતુથી કરાતી સમકિતધારી દેવ–દેવીની પૂજા મિથ્યાત્વ ન ગણાય આજકાલ ઘંટાકરણ આદિનુ સંસારસુખ માટે વધતુ જતુ આરાધન વિચારણીય છે

૨ કૃષ્ણ, મહાદેવ, બ્રહ્મા, રામચંદ્રજી આદિ દેવોનુ, મહાકાળી, ચંડીકા આદિ દેવીઓનુ મોક્ષ અથવા સંસાર બંનેમાથી કોઇ પણ દૃષ્ટિએ કરાતુ આરાધન લૌકિક દેવસંબંધી મિથ્યાત્વ જાણવુ. જિનેશ્વરદેવ સિવાય બીજા દેવોના કોઇ પણ પર્વના દિવસો, શીલસાતમ, નાગપાચમ, આદિ તહેવારો, યાત્રાઓ, ઉજવવા, માનવા, અથવા માન્યતાઓ–બાધાઓ કરવી એ બધુ મિથ્યાત્વ જાણવુ

સમ્યગ્ પર્વો એટલે જૈનધર્મે માનેલ પર્વો–તહેવારો પણ સંસારસુખ માટે અથવા સંસારદૃષ્ટિથી ઉજવવા તે પણ મિથ્યાત્વ જાણવુ

૩ જૈનશાસનના સાધુઓની પણ સંસારસુખની ખાતર વંદન–ભક્તિ કરવી તે લોકોત્તર ગુરુસંબંધી મિથ્યાત્વ જાણવું

સાધુઓ તો ફક્ત મોક્ષનો જ માર્ગ બતાવનાર છે તેઓ સદા જૈનશાસનની આરાધનામાં જ તત્પર હોય છે, અને બીજાઓને પણ મોક્ષનો જ માર્ગ બતાવે છે સાધુઓ તો સદા મોક્ષમાગના મુસાફર તથા ભોમીયારૂપ છે તેઓ તો ફક્ત જૈનશાસનની પેઢીના વફાદાર મેનેજર છે એ પેઢીમા જૈનશાસનને લગતો જ માલ ભરેલો હોય છે ઝવેરીની દુકાને જઈ ઝવેરી પાસે કોલસાની માગણી કરવા કરતા પણ સાધુઓ પાને સસારસુખની માગણી કરવી તે વધુ મૂર્ખાઈનું પ્રદર્શન છે

જૈનશાસનને વફાદાર સાધુઓની દૃષ્ટિ તો જગતના એક માત્ર આત્મકલ્યાણ તરફ હોય છે, અને આત્મકલ્યાણની દૃષ્ટિએ યોગ્ય લાગે તે મુજબ દેશકાળની અપેક્ષા રાખે પરતુ સસારવૃદ્ધિ થાય તે મુજબ તો નહીં જ જૈનશાસનને વફાદાર નહીં અને લોકદૃષ્ટિએ ચાલનાર સાધુઓને ગુરુ તરીકે માનવા, તેમજ ઉત્સૂત્ર પ્રરૂપણા કરનારની દેશના સાભળવી તે પણ લોકોત્તર ગુરુ સબધી મિથ્યાત્વ જાણવું કારણ કે એથી સત્યમાર્ગથી ચલાયમાન થવાનો ઘણો જ સભવ છે જૈનાગમના એક પણ અક્ષરને નહીં માનનારને મિથ્યાત્વી કહેલ છે

૪ અન્ય ધર્મના સાધુઓને સસાર અથવા મોક્ષ એમાથી કોઈપણ દૃષ્ટિએ માનવા એ લૌકિક ગુરુસબધી મિથ્યાત્વ જાણવુ બાવા, ફકીર, ગોર આદિને ગુરુદૃષ્ટિએ પૂજા-સત્કાર આદિ કરવો તે મિથ્યાત્વ ગણાય છે એટલા માટે તો દ્રૌપદીએ નારદજીને અવિરતિધર હોવાથી નમસ્કાર કર્યો નહોતો

કાર્તિક શેઠ ગેરીક તાપસની પાસે ધર્મ સાભળવા ગયા નહોતા. એવાઓની સેવા કરવી, તેમનો ઉપદેશ સાભળવો, પરિચય કરવો એ બધુ મિથ્યાત્વમા સમજવુ

ઉપર બતાવેલ મિથ્યાત્વનો ત્યાગ કરી સુદેવ, સુગુરુ અને સુધર્મની સેવા મોક્ષ માટે જ કરવી એનુ નામ જ અરિહંતાદિની આજ્ઞાનો સ્વીકાર જાણવો, અને એ જ આજ્ઞા સ્વીકારવાના સૂચનરૂપ આ તિલક છે મે તિલક કરવા દ્વારા એવો નિશ્ચય આપને જણાવ્યો કે, હે ભગવન્ ! આપની આજ્ઞા વિનાની સર્વ ધર્મક્રિયા નિષ્ફળ જાય છે માટે ઉપર્યુક્ત મિથ્યાત્વનો ત્યાગ કરી, સમ્યક્ત્વનો સ્વીકાર કરી, મે જૈનશાસનનો સ્વીકાર કર્યો છે, અર્થાત્ આપની આજ્ઞા શીર પર ધારણ કરી છે, આપનો જ સેવક છુ આપની સેવા કરવાનો નિશ્ચય કર્યો છે ભવોભવ સુધી આપના ચરણની સેવા મળો એ જ ભાવના સેવુ છુ

## ૨૨. પાચ અભિગમો

જગતમા રાજાઓના પણ રાજા અને દેવોના પણ અધિપતિ દેવાધિદેવ જિનેશ્વરદેવના દર્શન કરવા જતા (૧) સચિત વસ્તુઓનો ત્યાગ (૨) અચિત વસ્તુનો અત્યાગ (૩) અખડ ઉત્તરાસગ નાખવો (૪) મનની એકાગ્રતા (૫) જિનેશ્વર દેવના દર્શન થતા જ અજલી જોડવાપૂર્વક નમસ્કાર કરવો આ પાચ અભિગમો સાચવવા જોઈએ

(૧) વિનયના કારણે, પ્રભુ સન્મુખ જતા સચિત વસ્તુઓનો

ત્યાગ અવશ્ય કરવો એટલે સચિત પુષ્પમાળાદિ વસ્તુઓ છોડવી જોઈએ તથા અચિત્ત છતાં ખાવાયોગ્ય, સુઘવાયોગ્ય પદાર્થો પણ અવશ્ય છોડવા જોઈએ કારણ કે પોતાના ઉપયોગમા આવતી પુષ્પમાળાદિ તથા અચિત ખાવાયોગ્ય આદિ પદાર્થો પ્રભુની દૃષ્ટિ પડયા પછી ઉપયોગમા લઈ શકાય નહિ

(૨) અચિત્ત વસ્તુઓનો અત્યાગ એટલે આભરણ, વસ્ત્ર આદિ વસ્તુઓનો ત્યાગ કરવાની જરૂર નથી કારણ કે એવી વસ્તુઓ પ્રભુની દૃષ્ટિ પડયા છતા વાપરવામા દોષ નથી જે આભરણો વિગેરે ફક્ત પ્રભુને ચઢાવવા માટે આપેલ હોય તે ફરીથી લઈને વાપરી શકાય પરંતુ પ્રભુ માટે કલ્પેલી કોઈ વસ્તુ વાપરી શકાય નહિ

બીજા ધર્મવાળાઓનો પ્રભુ આગળ મુકેલ પ્રસાદ પણ ખાવામા પોતે ભાગ્યશાળી માને છે, જ્યારે જૈનશાસન તો દેવને ભક્તિ નિમિત્તે અર્પણ કર્યા બાદ ફરીથી તે વસ્તુ વાપરવામા મહાન્ દોષ માને છે વાસ્તવિક રીતે તો પુરાણોમા પણ શિવ નિર્માલ્ય વાપરવાનો નિષેધ કર્યો છે તે શિવમંદિરનુ સામાન્ય પણ અર્બુ ઉપયોગથી વાપરવામા આવતા તિર્યંચનો ભવ કરવો પડે છે તેનુ શિવદર્શનમાથીજ એક દૃષ્ટાંત વિચારવાથી જરૂર ખ્યાલ આવશે કે આ દેવદ્રવ્ય કોઈપણ રીતે વાપરવા યોગ્ય નથી

એક કુતરાને કોઈએ ખૂબ માર્યો કુતરો તે વખતના કોઈ એક ન્યાયી રાજા પાસે ગયો અને ન્યાય માગ્યો રાજાએ

ગુન્હેગાર વ્યક્તિને પૂછયુ, તેણે ગુન્હાનો સ્વીકાર કર્યો રાજાએ કુતરાને પૂછયુ કે, આને શો દ ડ આપવો ?

ત્યારે કુતરાએ જણાવ્યું કે, આ માણસને શિવમ દિરનો પૂજારી બનાવો

આ સાભળી બધા સભાસદો આશ્ચર્ય પામ્યા અને પૂછયુ કે, તને મારનારને બીજો કોઈપણ દ ડ નહિ અને ઉલ્ટુ શિવ મ દિરમા પૂજારી બનાવવાનુ કેમ કહ્યુ ?

ત્યારે કુતરો બોલ્યો કે, આભવથી કેટલાએ ભવો પહેલા હુ શિવમ દિરમા પૂજારી હતો શિયાળામા મ દિરમા ઘીનો દીવો કરતા ઘી થીજેલ હોવાથી આગળીથી લેતા નખમા ભરાઈ ગયુ, પ્રયત્ન કરવા છતા નખમા રહેલ ઘી નીકળ્યુ નહિ નખમા રહેલ ઘી ગરમ ખીચડી ખાતી વખતે ઓગળી જવાથી પેટમા ગયુ એટલા પ્રમાણમા પણ પેટમા ગયેલ દેવસ બ ધી ઘીના પ્રતાપે મારે અનેક તિર્ય ચોના ભવ કરવા પડયા અને આ કુતરાનો ભવ પણ શિવ સ બ ધી ઘીના ભક્ષણનુ પરિણામ છે

એ પ્રમાણે પરદશનમા પણ શિવનિર્માલ્ય અથવા તેનુ દ્રવ્ય શિવભક્તોને પણ કામ લાગતુ નથી જ્યારે જૈનશાસનમા તો દેવદ્રવ્યના ભક્ષણ માટે ભારપૂર્વક નિષેધ છે તેમજ તેના ભક્ષણથી નરકાદિ દુર્ગતિની પ્રાપ્તિ કહી છે દરિદ્રતા આદિ અનેક દોષો બતાવેલ છે, વળી તે ભક્ષણ કરવા સ બ ધી વિચાર કરવામા પણ મહાપાપ છે એવા દેવદ્રવ્યનુ ભક્ષણ કેમ થઈ શકે ? માટે દેવદ્રવ્ય ભક્ષણના પાપથી બચવુ એજ હિતાવહ છે

(૩) અખંડ અને દશીવાળો એમ નાખવો જોઈએ એ પણ વિનય માટે છે તેમજ એમની દશીઓનો ઉપયોગ ચૈત્યવંદન આદિ ક્રિયામાં ચરવલાની જેમ પૂજવા-પ્રમાર્જન કરવામાં કરવાનો છે કોઈ પણ ધર્મક્રિયામાં જીવની ખાસ જયણા પાળવાની છે કારણ કે જૈનધર્મ દયામય છે કોઈપણ ધર્મક્રિયા દયાવિહૂણી નથી અનિવાર્ય ઔષધાદિ જેમ સ્થાવર એટલે પાણી વગેરેના જીવોની હિંસા કરવી પડે તોપણ દયાના પરિણામ હણાય નહિ તેમ વર્તવાનું છે

પૂજામાં સ્થાવર એટલે પાણી વગેરેની હિંસા થાય છે તોપણ તેમાં દયાના પરિણામ તથા આત્મવિશુદ્ધિનો હેતુ હોવાથી પાપબંધ પડવા કરતાં પુણ્યનો બંધ વિશેષ થાય છે, અને પુણ્ય મોક્ષનું સાધન બને છે, માટે પૂજાદિમાં થતી હિંસા તે વાસ્તવિક હિંસા નથી પરંતુ સ્વરૂપહિંસા છે

દરેક ધર્મક્રિયા પરિણામનો ખ્યાલ રાખીને જ કરવાની છે અર્થાત્ વિધિપૂર્વક ધર્મક્રિયા કરતાં સુંદર પરિણામ લાવવાના છે એ ખાસ ધ્યાનમાં રાખવું વળી હાલમાં પૂજા-દર્શનાદિ સમયે ખેસ લગભગ નીકળી ગયો છે, વળી વધારામાં ખુલ્લા મસ્તકે દર્શનાર્થે જવાનો પ્રચાર વધી રહ્યો છે તે કોઈપણ રીતિએ બરાબર નથી વિનયનો ભંગ થાય છે, અને અવિવેક જેવું થાય છે, તથા બહેનોએ ખાસ ઉઘાડા માથે જિનમંદિરે તથા ઉપાશ્રયમાં ન જવું જોઈએ વિનય ભંગ સાથે આત્માના પરિણામ નાશ થવાનો સંભવ રહે છે માટે હાલમાં વધતો જતો ઉઘાડા માથાનો પ્રચાર અટકાવવા જેવો છે

(૪) મનની એકાગ્રતા –મનસબધી વિશેષ વર્ણન, મન શુદ્ધિ પ્રસગે કહેલ છે છતા પ્રસગ અનુસરી જણાવું છુ ધર્મક્રિયા મનની એકાગ્રતાપૂર્વક કરવાથી ભાવ શુદ્ધિ વિશેષ થાય છે અને તેથી ક્રિયાશુદ્ધિ પણ સુદર રહે છે મનની એકાગ્રતાના કારણે ભાવ શુદ્ધિ તથા ક્રિયા શુદ્ધિ થવાથી ફળની પ્રાપ્તિ પૂર્ણપણે મેળવી શકાય છે

(૫) જિનેશ્વરદેવના દર્શન થતા જ અજલીપૂર્વક હાથ જોડવા વીતરાગ પાસે વીતરાગતા પ્રાપ્ત કરવાની છે નમ્રતા ને વિનય વગર સામાં પાસેથી કાઈપણ વસ્તુની પ્રાપ્તિ થઇ શકતી નથી

શ્રેણિક મહારાજા ચડાળ પાસે વિદ્યા ગ્રહણ કરવા માટે ભણવા બેઠા, ચડાળને ભૂમિ ઉપર બેસાડી પોતે સિહાસન ઉપર બેસવાથી વિદ્યા ન મેળવી શકયા પરતુ જ્યારે અભય કુમારના કહેવાથી પોતે નીચે બેઠા અને ચડાળને સિહાસન ઉપર બેસાડયો ત્યારે વિદ્યા પ્રાપ્ત થઈ માટે વિનય વગર કઈ પણ ફળતુ નથી એથી વિનય તથા નમ્રતા ગુણ ખાસશીખવા જેવો છે

આ પ્રમાણે દર્શન=પૂજન કરવા જતી વખતે પાચ અભિગમો જરૂર સાચવવા ઉપર મુજબના પાચ અભિગમો સામાન્ય ઋદ્ધિવાળાની અપેક્ષાએ જાણવા, પરતુ રાજા–મહારાજાદિએ તલવાર, છત્ર, મોજડી, મુગટ અને ચામર એ પાચે છોડવા જોઈએ અર્થાત્ જિનમદિરમા જતા મોટાઈપણુ દાખવવાનુ નથી અસખ્યાત ઇદ્રો પણ જેના ચરણકમલમા નમન કરવાની

એવના રાત-દિવસ કરી રહ્યા છે તેની આગળ હું કોણ માત્ર? આવો લઘુપણાનો ભાવ પ્રાપ્ત કરવા માટે અભિગમોનું મહત્ત્વ છે

## ૨૩ ત્રિદિશિનો ત્યાગ

ભગવાનના દર્શન-પૂજન વખતે ભગવાનની સન્મુખ જોવા સિવાય બીજી દિશાનો ત્યાગ કરવાનો હોય છે અર્થાત્ દર્શન-પૂજન કરતી વખતે જમણી બાજુ-ડાબી બાજુ તથા પાછળ જોવાનો નિષેધ જાણવો ફક્ત ભગવાનની સામે જ જોવું જોઈએ ભગવાન સન્મુખ જોવાથી આજુબાજુના વિચારો યાને આજુ બાજુના વાતાવરણની અસર થતી નથી ભગવાન તરફ જોવાથી ભગવાનના ગુણો યાદ આવે છે એટલું જ નહિ પરંતુ સમ્યક્ત્વ પામ્યા પછીથી મોક્ષે ગયા ત્યાંલગીનું પ્રભુનું પરમજીવન માનસપટ પર કોતરાય છે એઠ બીજા પ્રત્યે આકર્ષણ પેદા થાય છે પ્રભુ પ્રત્યે સાચો રાગ પેદા થાય છે સંસાર પ્રત્યેનો રાગ દૂર થાય છે, વૈરાગ્યની વૃદ્ધિ થાય છે, સંસાર પ્રત્યે ઉદાસીનતા પ્રાપ્ત થાય છે, મોહનીયકર્મ પાતળું પડે છે, મિથ્યાત્વનો નાશ અને અંતે સમ્યક્ત્વની પ્રાપ્તિ થાય છે વળી મોહવિકારનું નિમિત્ત મળે તોપણ ભગવાન સામું જોવાથી એ પાપથી પણ બચાય છે, માટે ત્રિદિશિના ત્યાગનો અવશ્ય ઉપયોગ રાખવો જોઇએ

## ૨૪• ઉભા રહેવાની દિશા

પુરૂષોએ પ્રભુની જમણી બાજુ તથા સ્ત્રીઓએ ડાબી બાજુ ઉભા રહી દર્શન-પૂજન કરવું જોઈએ ધર્મમાં પુરૂષની પ્રધા

નતા છે, માટે પુરૂષો માટે જમણી દિશા અને સ્ત્રીઓ માટે ડાબી દિશા નક્કી કરેલ છે એ પ્રમાણે જુદી જુદી દિશાઓમા ઉભા રહેવાથી સ્ત્રી-પુરૂષને સઘટ્ટો થવાનો સભવ ન રહે બને બાજુએ ઉભા રહેવાથી ગમે તેટલા દૂર સ્થલથી પણ ભગવાનના દર્શન કરવામા કોઇને પણ અતરાય થશે નહિ અર્થાત્ પ્રભુની સન્મુખ ઉભા ન રહેતા પ્રભુની જમણી અને ડાબી બાજુએ પુરૂષો અને સ્ત્રીઓએ ઉભા રહેવુ જોઇએ

આજ કાલ જે દેરાસરોમા ભીડ થાય છે અને ધક્કામુક્કી જેવુ થાય છે તે આ પ્રણાલિકા સ્વીકારવાથી થવાનો સભવ ન રહે અને કદાચ ભીડ થઈ જાય તોપણ ઘોઘાટ થવા ન પામે કલેશ આદિનુ તાડવ ઉભુ ન થાય, વ્યવસ્થા પણ જળવાય અને કવચિત્ મર્યાદા પ્રસગનો લોપ થાય છે તે પણ ન થાય, માટે આ પ્રમાણે વિધિ સચવાય તે જરૂર ઇચ્છવા જેવુ છે

## ૭૫ કેટલો અવગ્રહ

ખાસ પૂજા કરવાના અવસર સિવાય ચૈત્યવદન, સ્તુતિ આદિ કરતા પ્રભુથી વધારેમા વધારે ૬૦ હાથ અને ઓછામા ઓછુ ૯ હાથ છેટુ રહેવુ જોઇએ, તેને અવગ્રહ કહેવામા આવે છે અતિદૂર રહેવાથી ભાવની વૃદ્ધિ બરાબર થતી નથી અને અત્યત નજીક રહેવાથી આશાતના થવાનો સભવ રહે છે ધૂપ, દીપની પૂજા કરતા ધૂપ તથા દીપ પ્રભુની અતિશય નજીક ન લઈ જવો

આપણી કાયા અશુચિમય છે હમેશા ૯ અને ૧૨ દ્વારોથી

અશુચિ વહી રહી છે, માટે જિનેશ્વરદેવની નજીક વધારે જવાથી આશાતનાનો ભય છે જ પ્રતિમાજી પણ સાક્ષાત જિનેશ્વર તુલ્ય જ છે એટલે પરમ પવિત્ર જિનેશ્વરદેવને ન છુટકે જ પૂજન કરતા સ્પર્શ કરવાનુ હોય છે એટલે પૂજા સિવાયના કારણે અતિ નજીક ન જવું જોઇએ તેની ખાસ નોંધ લેવી

કેટલાકો મૂળ ગભારામા બેસીને નવકારવાળી ગણે છે તે યોગ્ય નથી પ્રભુપૂજા કર્યા બાદ તરત જ મૂળ ગભારા બહાર નીકળી જવુ એ હિતાવહ છે

## ૨૬ સ્તુતિ

દ્રવ્યપૂજા સાથે જિનેશ્વરદેવ આગળ ભાવપૂર્વક સ્તુતિ પણ અવશ્ય કરવી જોઇએ પ્રભુની સ્તુતિમા મુખ્યત્વે પરમાત્માના ગુણો, અતિશયોનુ વર્ણન, તેઓશ્રીની બાહ્ય-અભ્યતર ઋદ્ધિનુ વર્ણન, પોતાના પાપોનુ વર્ણન, આત્મનિંદા, પાપોનો પશ્ચાત્તાપ, જિનેશ્વરદેવોના અનત ઉપકારોનુ સ્મરણ, એ પ્રમાણે સ્તુતિ કરવી

**પરમાત્માના ગુણોની વિચારણા**—હે દેવાધિદેવ, આપશ્રી અનત ગુણોના ભડારરૂપ છો કેવલી ભગવતો આપશ્રીના ગુણો જાણે છે છતા પણ કહેવાને સમર્થ નથી અનતજ્ઞાન, અનતદર્શન, અનતચારિત્ર, અનતવીર્યાદિ એવા અનત ગુણોની આપશ્રી ખાણ છો કારુણ્યભાવ અને વાત્સલ્યભાવ એ બે ગુણો દ્વારા જ આપે જૈનશાસનની સ્થાપના કરી છે

અનાદિકાળથી કર્મના યોગે ભયંકર વેદના ભોગવતા જીવાત્માઓ પ્રત્યે પરમ કારુણ્યભાવનાના યોગે જ જગતના તમામ જીવોને જૈનશાસનના રાગી બનાવવાની આપશ્રીના હૃદયકમળમા અમૂલ્ય ભાવના-સુવાસ પ્રગટી, અને વાત્સલ્ય ભાવના યોગે અપરાધી એવા પણ અનેક જીવોનો, આપે તારકમાર્ગ બતાવી સંસારસમુદ્રમાથી ઉદ્ધાર કર્યો

આપશ્રીના એકેક પ્રદેશે અનંત ગુણોનો વાસ છે જો કે મારા આત્મપ્રદેશે પણ આપશ્રીની માફક અનંતગુણો રહેલ છે, પરંતુ મારા ગુણો કર્મઆવરણ નીચે દટાએલા છે, જ્યારે આપશ્રીના ગુણ પ્રગટ છે પરંતુ આપશ્રી જો મારા ઉપર કૃપાદૃષ્ટિ કરો, નેહનજર કરો તો જરૂર આપશ્રીના પ્રતાપે મારામા પણ અવરાયેલ ગુણો પ્રગટે, તેવુ સામર્થ્ય પ્રગટ થાય, એવો મારો દૃઢ વિશ્વાસ છે એ વિશ્વાસે જ આજ આપશ્રીના દ્વારે આવ્યો છુ એ મારો અખંડ વિશ્વાસ કાયમ માટે ટકે એ જ મારી હાર્દિક ચાહના છે અને જ્યા સુધી આ ચાહના ફળે નહીં ત્યા સુધી આપના ચરણકમલની સેવા હુ છોડવાનો નથી અને એ જ ભાવનાનો હુ સેવક રહીશ

**અતિશયોનુ વર્ણન**—તીર્થંકર પરમાત્માને જ વિશિષ્ઠ પ્રકારના પુણ્યાનુબંધી પુણ્યના યોગે ચોત્રીશ અતિશયો હોય છે અતિશયો જાણવાથી જરૂર જાણવાનુ મળશે કે વિશિષ્ઠ પ્રકારના પુણ્યોદય વિના અતિશયોની પ્રાપ્તિ હોતી નથી એ અતિશયો પણ ઘણા આત્માઓને ધર્મ પમાડવામા ઉપયોગી થાય છે પુણ્ય પણ તેજ વખાણવા યોગ્ય છે કે જેના દ્વારા

ધર્મની પ્રાપ્તિ થતી હોય છે પાપાનુબધી પુણ્ય હોય તો એથી સસારની વૃદ્ધિ થાય છે જ્યારે પુણ્યાનુબધી પુણ્ય ધમપ્રાપ્તિ તથા મોક્ષનુ કારણ બને છે

તીર્થંકરના જ આત્માઓ પૂર્વના ત્રીજા ભવમા સર્વ જગતના જીવો પ્રત્યે પરમ કારુણ્યભાવથી જૈનશાસનના રાગી બનાવવાના ઉત્કૃષ્ટ પરિણામના યોગે તીથ કર નામકર્મ નિકાચિત કરવા માટે કરાતા વિશસ્થાનકતપ તથા સયમની ઉત્કૃષ્ટ આરાધના દ્વારા આવા પ્રકારનું પુણ્યાનુબધી પુણ્ય ઉપાર્જન કરે છે અને તેવા પ્રકારના પુણ્યના ઉદયે ચોત્રીશ અતિશયોની પ્રાપ્તિ થાય છે, તે અતિશયો નીચે મુજબ જાણવા

## ચોત્રીશ અતિશયોના નામ

૧ શરીર અનતરૂપમય, સુગધમય, રોગરહિત, પસ્સેવારહિત અને મલરહિત હોય

૨ રુધિર તથા માસ ગાયના દૂધ જેવા ધોળા તથા દુર્ગંધ વગરના હોય

૩ આહાર–નિહાર ચમચક્ષુથી અદૃશ્ય હોય

૪ શ્વાસોશ્વાસમા કમળ જેવી સુગધ હોય

આ ચાર અતિશયો જન્મથી જ હોય છે માટે તે અતિશયોને સહજાતિશય કહેવાય છે

૫ યોજનપ્રમાણ સમવસરણમા મનુષ્ય, દેવ અને તિર્યંચની કોટાકોટી સમાય અને તેમને બાધા થાય નહિ

૬ ચારે બાજુ પચ્ચીશ-પચ્ચીશ યોજન સુધી પૂર્વના રોગ શમે અને નવા ઉત્પન થાય નહિ

૭ વેરભાવ જાય

૮ મરકી થાય નહિ

૯ હદ ઉપરાત વરસાદ થાય નહિ

૧૦ અનાવૃષ્ટિ થાય નહિ

૧૧ દુષ્કાળ પડે નહિ

૧૨ સ્વચક્ર તથા પરચક્રનો ભય હોય નહિ

૧૩ ભગવતની વાણી પાત્રીશ ગુણવાળી હોય

૧૪ ભગવતની વાણી એક યોજન સુધી સભળાય

૧૫ સૂયથી બારગણા તેજવાળુ ભામડળ પ્રભુની પાછળ મસ્તક પાસે હોય

આ અગ્યાર ( ૫ થી ૧૫ સુધી ) અતિશયો કેવળજ્ઞાન થાય ત્યારે થાય છે માટે **કર્મક્ષય અતિશય** કહેવાય છે ૬ થી ૧૨ સુધીના ઉપદ્રવો પણ ભગવત વિહાર કરે ત્યારે પચ્ચીશ-પચ્ચીશ યોજન સુધી ન હોય

૧૬ આકાશમા ધર્મચક હોય

૧૭ બાર જોડી ચામર અણવિઝયા વિઝાય

૧૮ પાદપીઠ સહિત સ્ફટીક રત્નનુ ઉજ્વલ સિહાસન હોય

૧૯ ત્રણ છત્ર સમવસરણ વખતે દરેક દિશામા હોય

૨૦ રત્નમયે ધર્મધ્વજ હોય તે ઈંદ્રધ્વજ કહેવાય છે

૨૧ નવ સ્વર્ણમય કમળ ઉપર ચાલે (બે ઉપર પગ મૂકે અને સાત પાછળ ચાલે તેમાથી વારા ફરતી બે આગળ આવે)
૨૨ મણિ, સુવર્ણ અને રૂપાનો, આમ ત્રણ ગઢ હોય
૨૩ ચાર મુખે દેશના દેતા હોય છે તેમ દેખાય (પૂર્વદિશાએ ભગવત બેસે અને બાકીની ત્રણ દિશાએ ભગવતના પ્રતિબિબ વ્યતર દેવતાઓ સ્થાપે )
૨૪ સ્વશરીરથી બારગણુ ઉચુ અશોકવૃક્ષ, છત્ર, ઘટા પતાકાથી યુક્ત હોય છે
૨૫ કાટા અધોમુખ એટલે અવળા થઈ જાય
૨૬ ચાલતી વખતે સર્વે વૃક્ષ નમી પ્રણામ કરે
૨૭ ચાલતી વખતે આકાશમા દુદુભી વાગે
૨૮ યોજન સુધીમા અનુકૂળ વાયુ વાય
૨૯ શુભ પક્ષીઓ પ્રદક્ષિણા કરે
૩૦ સુગધ જળની વૃષ્ટિ થાય
૩૧ જળ સ્થળમા ઉત્પન્ન થયેલ, પાચ વર્ણવાળા, સચિત્ત પુષ્પોની ઢીંચણ પ્રમાણ વૃષ્ટિ થાય
૩૨ કેશ, રોમ, દાઢી-મૂછના વાળ, અને નખ વગેરે સયમ લીધા પછી વધે નહિ
૩૩ જઘન્યપણે ચાર નિકાયના ક્રોડ દેવતા પાસે રહે
૩૪ સર્વ ઋતુઓ અનુકૂળ રહે

આ છેલ્લા ( ૧૯ થી ૩૪ ) ઓગણીસ અતિશયો દેવ ?

તાઓ કરે છે તેથી તે દેવકૃતાતિશય કહેવાય

અરિહંત પરમાત્માને બે પ્રકારની ઋદ્ધિ હોય છે એક બાહ્ય અને બીજી અભ્યંતર અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત ચારિત્ર, અનંતવીર્યાદિ, એટલે ક્ષાયિક ભાવનું જ્ઞાન, ક્ષાયિક ભાવનું દર્શન, ક્ષાયિક ભાવનું ચારિત્ર, ક્ષાયિક ભાવની વીર્ય લબ્ધિ, દાનલબ્ધિ, લાભલબ્ધિ, ભોગલબ્ધિ, અને ઉપભોગ લબ્ધિ, એ બધી અભ્યંતર ઋદ્ધિઓ જાણવી અષ્ટ મહા પ્રાતિહાર્ય અને સમવસરણની રચનાદિ બાહ્ય ઋદ્ધિઓ જાણવી

૧ **અશોકવૃક્ષ**—જ્યાં ભગવંતનું સમવસરણ રચાય ત્યાં ભગવંતના દેહથી બારગણું આસોપાલવનું વૃક્ષ દેવતાઓ રચે છે, જેની નીચે બેસી ભગવંત દેશના આપે છે

૨ **સુરપુષ્પવૃષ્ટિ**—એક યોજન પ્રમાણ સમવસરણભૂમિમાં, જળ-સ્થળમાં ઉત્પન્ન થયેલ, સુગંધીદાર, પંચવર્ણના, સચિત્ત ફૂલોની વૃષ્ટિ ઢીંચણ પ્રમાણ દેવતાઓ કરે છે

૩ **દિવ્યધ્વની**—ભગવંતની વાણીને માલવકૌશ રાગ, વીણા, વાંસળી આદિના સ્વર વડે દેવતા પૂરે છે

૪ **ચામર**—રત્નજડિત સુવર્ણની દાંડીવાળા, ચાર જોડી શ્વેત ચામરો સમવસરણમાં દેવતાઓ ભગવંતને ચારે બાજુ વિંઝે છે

૫ **આસન**—ભગવંતને બેસવા માટે રત્નજડિત સુવર્ણમય સિંહાસન દેવતાઓ સમવસરણમાં રચે છે

૬ **ભામંડળ**—ભગવંતના મસ્તક પાછળ શરદઋતુ સૂર્યના

કિરણ જેવુ ઉગ્ર તેજવાળુ ભામડળ (તેજનુ માડલુ) દેવતાઓ રચે છે જેમા ભગવતના તેજનુ સહરણ થાય છે તે ન હોય તો ભગવતના સામુ જોઈ શકાય નહિ

૭ દુદુભી —ભગવતના સમવસરણ વખતે દેવતાઓ દેવ દુદુભી વગેરે વાજિત્રો વગાડે છે તે એમ સૂચવે છે કે હે ભવ્યો ! તમે શિવપુરના સાથવાહ એવા ભગવતને સેવો

૮ છત્ર —સમવસરણમા ભગવતના મસ્તક ઉપર ઉપરાઉપરી ચદ્રતુલ્ય ઉજ્જ્વલ અને મોતીઓના હારોએ સુશોભિત ત્રણ ત્રણ છત્રો દેવતાઓ રચે છે, ચારે દિશાઓના ગણતા બાર છત્ર થાય છે સમવસરણ ન હોય તો પણ આ આઠ પ્રાતિહાર્યો અવશ્ય હોય છે

આ પ્રમાણે જિનેશ્વરદેવો બાહ્ય ઋદ્ધિ તથા અભ્યતર ઋદ્ધિવાળા હોય છે આઠ મહાપ્રાતિહાર્યની સાથે બીજા ચાર અતિશયો મેળવતા ૧૨ ગુણ અરિહત પરમાત્માના હોય છે ચાર અતિશયો નીચે મુજબ —

૧ **અપાયાપગમાતિશય** —સ્વ અને પરના ઉપદ્રવને દ્રવ્ય અને ભાવથી જેમણે નાશ કર્યો છે **સ્વઆશ્રયિ** —દ્રવ્યથી રોગાદિ અને ભાવથી (૧) દાનાંતરાય, (૨) લાભાતરાય, (૩) ભોગાતરાય, (૪) ઉપભોગાતરાય, (૫) વીર્યાતરાય, (૬) હાસ્ય, (૭) રતિ, (૮) અરતિ, (૯) ભય, (૧૦) શોક, (૧૧) જુગુપ્સા, (૧૨)

કામ, (૧૩) મિથ્યાત્વ, (૧૪) અજ્ઞાન, (૧૫) નિદ્રા, (૧૬) અવિરતિ, (૧૭) રાગ, (૧૮) દ્વેષ પોતાના દુષણોનો નાશ કર્યો છે અને પરઆશ્રયિ નાશ કરનાર છે

૨ **જ્ઞાનાતિશય**—જેના દ્વારા લોકાલોકના સર્વ ભાવો ત્રણે કાળના સર્વ દ્રવ્ય, ગુણ અને પર્યાયથી એક સમય માત્રમા જાણી શકે છે

૩ **પૂજાતિશય**—જેના દ્વારા નરેન્દ્ર અને સર્વ દેવેન્દ્રોથી ભગવાન પૂજ્ય છે

૪ **વચનાતિશય**—ભગવતની વાણી પાત્રીશ ગુણવાળી હોય છે જેથી દેવ, મનુષ્ય અને તિર્યચો પોતપોતાની ભાષામા સમજી શકે છે

## વાણીના પાત્રીશ ગુણો

(૧) સર્વ ઠેકાણે સમજાય તેવી (૨) યોજન પ્રમાણ સભળાય તેવી (૩) પ્રૌઢ (૪) મેઘ જેવી ગભીર (૫) શબ્દ વડે સ્પષ્ટ (૬) સતોષકારક (૭) દરેક મનુષ્ય જાણે મનેજ કહે છે તેવી (૮) પુષ્ટ અર્થવાળી (૯) પૂર્વાપર વિરોધ રહિત (૧૦) મહાપુરૂષને છાજે તેવી, (૧૧) સદેહ વગરની, (૧૨) દૂષણ રહિત અર્થવાળી, (૧૩) કઠણ અર્થને સહેલી કરે તેવી, (૧૪) જ્યા જેવું શોભે તેવુ બોલાય તેવી, (૧૫) ષડ્દ્રવ્ય અને નવતત્ત્વને પુષ્ટ કરે તેવી, (૧૬) પ્રયોજન સહિત, (૧૭) પદ રચના સહિત, (૧૮) ષડ્દ્રવ્ય નવતત્ત્વે પટુતા સહિત (૧૯) મધુર (૨૦) પારકો મર્મ અન્યને ન

જણાઈ જાય તેવી ચતુરાઈવાળી, (૨૧) ધર્મ અર્થ પ્રતિબદ્ધ (૨૨) દીપ પ્રકાશ સમાન અર્થવાળી, (૨૩) પરનિંદા અને પોતાના વખાણ વગરની, (૨૪) કર્તા, કાળ, વિભક્તિ, ક્રિયા સહિત, (૨૫) આશ્ચર્યકારી, (૨૬) વક્તા સર્વગુણસંપન્ન છે એવું લાગે તેવી, (૨૭) ધૈર્યવાળી (૨૮) વિલંબ રહિત, (૨૯) ભ્રાંતિ રહિત, (૩૦) સર્વને પોતાની ભાષામાં સમજાય તેવી, (૩૧) શિષ્ટ બુદ્ધિ ઉપજાવે તેવી, (૩૨) પદના અર્થ વિશિષ્ટપણે આરોપણ કરી લે તેવી, (૩૩) સાહસિકપણે બોલે તેવી, (૩૪) પુનરુક્તિ દોષ વગરની, (૩૫) સાંભળનારને ખેદ ન ઉપજે તેવી એવી મઝેની આપની વાણી

હે જિનેશ્વરદેવ ! આપશ્રી આવા પ્રકારના ઉચ્ચ પુણ્યોદયવાળા છો, તેમજ અનંત ગુણયુક્ત અને અનંત બાહ્ય-અભ્યંતર ઋદ્ધિવાળા છો, માટે આપ અનેક પ્રકારે અન્ય દેવોથી ચઢીયાતા છો, માટે જ અન્ય રાગી અને દ્વેષી દેવોને છોડીને આપશ્રીના શરણમાં આવેલો છુ, તો આપશ્રી આપના શરણમાં આશ્રય આપો, એ જ મારી નમ્ર વિનંતિ છે

## સ્વ-પાપોનું પ્રભુ સમક્ષ વર્ણન તથા પાપનો પશ્ચાત્તાપ

હે પ્રભુ, મેં દરેક ભવોમાં જીવનભર પેટ ભરવા, સંસારના ભોગની પ્રાપ્તિ માટે,' અને વિષયવાસનાની તૃપ્તિ માટે અનેક પ્રકારનાં પાપો કરેલ છે અનેક પ્રકારના જીવોના ઘાત કર્યા છે, કરાવ્યા છે અને સારા માન્યા છે વિવિધ પ્રકારે અનેકવાર જુઠું બોલ્યો છુ, અનેક પ્રકારની નાની-મોટી ચોરીઓ

કરી છે, વિષય માટે તો શ્વાન કરતા પણ ભુંડી ચેષ્ટાઓ કરવામા કમીના રાખી નથી, પરિગ્રહનો ખોજ તો ગણ્યો જ નથી, અને મહાન્ આરભસમારભ કરી દુર્ગતિ ની જ ટીકીટ કઢાવવાની કોશીષ કરી છે

ક્રોધ, માન, માયા, લોભ, રાગ અને દ્વેષ વગેરે કરવામા જરા પણ પાછી પાની કરી નથી, એથી કલહ, જૂઠુ આળ, વગેરે પાપો પણ ઘણા થયા છે, અને મિથ્યાત્વના વશથી અન્ય દેવ, ગુરુ અને ધર્મને જીવનમા સાચા તરીકે માની સત્ય દેવ, ગુરુ અને ધર્મની અવગણના-નિંદાદિ કરી ભયકર પાપી બન્યો છુ આવા પાપાત્માના ઉદ્ધારક આપ છો, એવી પૂર્ણ ખાત્રી થવાથી આપના ચરણે મસ્તક નમાવીને ઉભો રહ્યો છુ પાપાત્મા એવા મારૂ જીવન વહેણુ કઈ બાજુ વાળવુ એ આપના હાથમા છે

આપ ગુણી છો, હુ નિર્ગુણી છુ ખરેખર આપ ક્યા અને હુ ક્યા ? આપ વીતરાગી, હુ રાગી આપ શાત, હુ ક્રોધી આપ નિરભિમાની, હુ અભિમાની આપ નિર્લોભી, હુ લોભનો સાગર આપ સરળ હુ કપટની ખાણ, આપ સમતાના સાગર, હુ દ્વેષથી ભરપુર, આ પ્રકારે પોતાના પાપોની નિંદા કરવા દ્વારા પણ પ્રભુ સ્તુતિ કરવી અને પાપોનો પશ્ચાતાપ પણ કરવો

**જિનેશ્વરદેવના ઉપકારોનુ સ્મરણ** –જિનેશ્વરદેવોએ કરેલા ઉપકારો યાદ કરવા કે હે પ્રભુ, આપ જૈનશાસનની સ્થાપના કરી મારા પર અનહદ ઉપકાર કર્યો છે મારા જેવા અજ્ઞાની, અવિવેકી, મહાપાપી આત્મા ઉપર પણ આપે જે ઉપકાર

કર્યો છે, તેનુ વર્ણન કરી શકવા અસમર્થ છુ, કેમકે આપે જૈનશાસન સ્થાપ્યુ ન હોત, અને ગણધર ભગવતોને સોપ્યુ ન હોત, અને ગણધર ભગવતે સ્વશિષ્યોને અને પરપરાએ આચાર્યોને સુપ્રત કરવામા આવ્યુ ન હોત તો આજે જૈનશાસનની અસ્તિ ન હોત અને જૈનશાસન ન હોત તો હુ આજે જૈનધર્મની આરાધના કરવા માટે ભાગ્યશાળી બન્યો હોત નહિ

અરે આજે આપનો મેળાપ થયો, જૈનશાસનની અખડપણે આરાધના કરતા અને જૈનશાસનને વફાદાર રહી આપની આજ્ઞા મુજબ ધર્મોપદેશનુ અમૃતદાન દેતા એવા સાધુ ભગવતોનુ પણ મીલન થયુ શ્રાવકધર્મની આરાધના કરતા બીજા ધર્મી આત્માઓનો સયોગ થયો, પરમ પ્રભાવિક નમસ્કાર મહામત્રની આરાધના, સામાયિક, પૌષધ, પ્રતાદિ ધર્મ ક્રિયાની આરાધનાના પ્રસગો એ બધુ મળ્યુ એ બધો ઉપકાર આપનો છે, એવા ઉપકારી પુરૂષોની સેવા કરવાનો મને અવસર મળ્યો એજ મારૂ અહોભાગ્ય છે એ પ્રમાણે અનેક રીતિએ જિનેશ્વરદેવની સ્તુતિ કરી આત્માને નિર્મળ બનાવવો જોઇએ

## ૨૭ મુખકોશ

પ્રભુપૂજા કરતા મુખકોશ અવશ્ય બાધવો જોઇએ મુખકોશ આઠ પડનો હોવો જોઇએ આઠ પડથી ઓછા પડ હોય તો કામ ન લાગે, કારણ કે તેથી મુખકોશનો હેતુ સચવાતો નથી મુખકોશ એ રીતે બાધવો જોઇએ કે, જેમા નાક તથા મુખ બરાબર બધાય આજે રૂમાલના મુખકોશ કરે

છે પરંતુ તેથી બરાબર આઠ પડ થતા નથી, મુખકોશ એમના છેડાનો કરવો જોઈએ આપણા નાક અને મુખનો શ્વાસ દુર્ગંધમય હોય છે, માટે દુર્ગંધથી થતી આશાતનાને ટાળવા માટે મુખકોશ બાંધવાનો હોય છે

પહેલાના સમયે રાજા-મહારાજાઓની હજામત કરવા હજામ જતા ત્યારે પણ મુખકોશ બાંધવાનો રિવાજ હતો મોટા પુરૂષોની સાથે વાત કરવામાં પણ મુખ આગળ હાથ રાખવાનો રિવાજ હતો, કારણ કે મોટાઓના ઉપર થૂંક ન ઉડે આમ પૂજા સમયે આશાતના ટાળવા માટે અવશ્ય મુખકોશ આઠ પડવાળો બાંધવો જોઈએ

## ૨૮ નિર્માલ્ય ઉતારવું

પ્રભુની સ્તુતિ કર્યા પછી આઠ પડો મુખકોશ બાંધી પ્રથમ દિવસનું વાસી કેશર તથા ફૂલો વગેરે-નિર્માલ્ય ઉતારવું ફૂલોમાં જીવજંતુ રહેવાનો સંભવ હોવાથી નિર્માલ્ય વસ્તુઓ જયણાપૂર્વક ઉતારવી મોરપીંછીનો ઉપયોગ કરવો

## ૨૯ જળપૂજા

પછી જિનેશ્વરદેવની જળપૂજા કરવાની હોય છે જો કે જિનદેવ તો હંમેશા નિર્મળ જ હોય છે તેઓથી દ્રવ્ય અને ભાવથી મળથી સર્વથા રહિત હોય છે, એટલે દ્રવ્યમળ પણ હોતો નથી તથા પાપરૂપ ભાવમળ પણ હોતો નથી એમના શરીરે પરસેવો હોતો નથી તથા દુર્ગંધ પણ હોતી નથી પરંતુ આ આત્મા કર્મરૂપ મળથી-કાદવથી મલીન બનેલ

હોઇ જળપૂજાના હેતુએ કરી સુંદર ભાવના ભાવી મલીન આત્માને નિર્મળ બનાવવા માટે જળપૂજા કરવાની છે

પ્રભુના જન્મમહોત્સવની યાદી નિમિત્તે સ્નાત્રપૂજા ભણાવવાથી બરાબર સ્મરણ થઈ શકે છે સિંહાસન તથા ત્રિગડાની ગોઠવણ જોઈએ, એથી લાગે કે જાણે મેરુપર્વત ખડો હોયની શું ? કારણ કે સિંહાસન તથા સિંહાસન નીચેના ત્રણ પાટલા એ જ મેરુપર્વત અને મેરુપર્વતની ત્રણ મેખલા હોય તેમ અહીં પણ ભાવવું પછી સિંહાસન ઉપર જિનેશ્વરદેવનો જાણે પાંડુકવન શિલા ઉપર જન્માભિષેક કરાઇ રહ્યો ન હોય ? તેમ ઇન્દ્રસ્થાને હું જિનેશ્વરદેવનો મહોત્સવ કરી રહ્યો છું, એવી ભાવના સાથે વિચાર કરવો કે, હે પ્રભુ ! ધન્ય છે તે ઇન્દ્રોને કે જેણે આપશ્રીના જન્મમહોત્સવનો અનુપમ લાભ મેળવ્યો છે ધન્ય છે તે દેવોને કે તેમણે પણ આવો મહાન લાભ પ્રાપ્ત કર્યો છે વળી છપ્પન દિક્કુમરીઓને પણ ધન્ય છે કે જેણે અશુચિકર્મ, ગીત-ગાન આદિ કરવા દ્વારા પોતાની પાપરૂપ અશુચિ દૂર કરવાની સાથે મહાન્ પુણ્ય ઉપાર્જન કર્યું છે

હે પ્રભુ ! મારો આત્મા તે વખતે કયા ભવમાં ભટકતો હશે તે તો મને ખબર નથી દેવભવ સિવાય આ લાભ પ્રાપ્ત થઇ શકતો નથી, તે નિઃશંક વાત છે તે સમયે દેવભવમાં કદાચ હોઈશ તો પણ મિથ્યાત્વના યોગે ફક્ત ઇન્દ્રના હુકમથી, કે કૌતુકથી, મિત્ર કે સ્ત્રીની પ્રેરણાથી જન્માભિષેક મહોત્સવમાં ગયો હોઇશ તોપણ લાભ પ્રાપ્ત કરી શક્યો નહિ

હોઉ છતા અત્યારે આપ નહિ તો આપ સમ આપશ્રીની પ્રતિમાનો પણ જન્માભિષેકરૂપ જળપૂજા કરવાનો અવસર સાપડયો છે, તેથી મારા આત્માને દેવ-દેવેન્દ્રથી પણ મહાન માનુ છુ

પ ચામૃત (દહીં, દૂધ ઘી, કેસર, સાકર)થી પ્રક્ષાલ કરવાનો હોય છે તે પ ચામૃતનો પ્રક્ષાલ કરતા વિચાર કરવો કે, ઇંદ્રોએ સોનાના, રૂપાના, રત્નો વગેરેના દરેક એક હજાર આઠ કળશાઓ તથા બીજી સામગ્રીદ્વારા ક્ષીરસમુદ્રના પાણીથી પ્રક્ષાલ કર્યો હતો, પર તુ મારી તેવી શક્તિ નથી છતા મારા આત્માના સ તોષ ખાતર ક્ષીર સમુદ્રના જળરૂપ પ ચામૃતથી પ્રક્ષાલ કરી મારા આત્માને ઉજ્જવલ બનાવું છુ વળી ઇંદ્રોએ ગ ગા વિગેરે નદીઓના માગધ, વરદામ, પ્રભાસ, આદિ તીર્થોના પાણીદ્વારા પણ પ્રભુને સ્નાન કરાવ્યુ હતુ, પર તુ હું તો માત્ર આ પાણી દ્વારા ગ ગા આદિ પાણીઓની ભાવના ભાવી મારા આત્માને નિર્મળ બનાવવાનો એક માત્ર પ્રયોગ કરૂ છુ

પ્રભુનો પ્રક્ષાલ થયા પછી કોમળ સ્વચ્છ, સુદર અ ગલુ છણાથી પ્રભુના શરીરને લુછવુ પાણી ન રહે તેની કાળજી રાખવી તથા કેસરવગેરે ન રહે તે પણ બરાબર ધ્યાનમા રાખવુ જરૂર પડે તો જ ધીમે હાથે વાળાકુચીનો ઉપયોગ કરવો તે પણ બહુ જ કોમળ હાથે વાળાકુચી વાપરવી અ ગલુ છણા કરતી વખતે પ્રતિમાને બહુ ઉ ચી-નીચી ન કરવી, ખાસ જરૂર હોય તેટલી જ નીચી નમાવવી, કયારે ભટકાય નહિ તેની તેમજ પડે નહિ તેની ખાસ કાળજી રાખવી કારણ કે તે સમયે

સાક્ષાત્ જિનેશ્વરદેવ માનીને ભક્તિ કરવાની છે

અંગલૂછણા હંમેશા ચોકખા રાખવા અને તો પોતાના ઘરના રાખવા, અથવા અંગલૂછણા માટેનું કાપડ દહેરાસરમાં આપવું મારા શરીરના ઉપયોગમાં લેવામાં આવતું કાપડ સંસારની વૃદ્ધિ કરનાર બને છે, જ્યારે અહીં તો ત્રણ જગતના નાથની ભક્તિ માટે થશે, એટલે સંસારનો નાશ કરનાર બનશે, એવી ભાવનાપૂર્વક કાપડ આપવું ઓછામાં ઓછું એક અંગલૂછણું તો અવશ્ય બાર મહિનામાં આપવું જોઈએ સાધારણ શક્તિવાળો પણ આટલું તો જરૂર કરી શકે છે જ્યારે અતિ શક્તિવાળા માટે તો કહેવું જ શું ?

વળી જિનમંદિરમાં જિનેશ્વરદેવના પ્રક્ષાલ માટે એક ચોકખા પાણીનો ઘડો પણ મૂકવો જોઇએ આવો લાભ તો બહેનો પણ સુંદર રીતે લઈ શકે છે વળી વિચારે કે અમો અમારા કુટુંબ માટે કે અમારા પોતાના માટે મસ્તક પર પાણી ઉપાડી લાવીએ છીએ, જેમાં કેવળ કુટુંબાદિની સેવા ઠરાતી હોય છે, પરંતુ તે મોહમાત્રાયુક્ત હોઈ સંસારવૃદ્ધિ કારક બને છે, જ્યારે અહીં તો વીતરાગ એવા નાથની ભક્તિમાં વપરાશે માટે એક ઘડો જળ ભક્તિ માટે જરૂર મૂકી આવું ! આવી ભાવના રાખવી

પ્રક્ષાલ માટે ચોકખું દૂધ શક્તિ મુજબ જિનમંદિરમાં મૂકવું જોઈએ ભલે પેટમાં ઓછું વપરાય, પરંતુ જિનદેવની ભક્તિમાં પ્રથમ મૂકવું જોઈએ પેટમાં ગયેલ દૂધ લોહી આદિ અશુચિરૂપ થશે, જ્યારે અહિં મૂકવાથી આત્મા પાપરહિત-

નિર્મળ બની મુક્તિનગરનો મુસાફર બનશે બીજી પણ યોગ્ય ભાવના જળપૂજા કરતા ભાવવી ખાસ સૂચના એ છે કે દરેક પ્રકારની દ્રવ્યપૂજા ગૌણપણે સુંદર ભાવના ભાવવાપૂર્વક કરવી

### ૩૦ ચંદનપૂજા

બીજી ચંદનપૂજા કરવાની હોય છે ચંદનમા જે ગુણો છે તે ગુણો જિનેશ્વરદેવમા સુંદર પ્રકારે વિકાસ પામેલ છે, અને તે ગુણો પ્રાપ્ત કરવા માટે ચંદનપૂજા કરવાની હોય છે ચંદનપૂજા કરતા વિચાર કરવો કે, હે પ્રભુ ! આપે અનાદિકાળથી આત્માને ભયંકર રીતે તપાવતા ચાર કષાયોને શમાવી દીધા છે અર્થાત્ નાશ કર્યો છે; પરંતુ મારો આત્મા આ ચાર કષાયોથી સદા તપ્ત બનેલ છે, છતા મૂઢ એવો મારો આત્મા મિથ્યાત્વ અને અજ્ઞાનને લીધે ચાર કષાયોની ઓળખાણના અભાવે ક્રોધ સિવાય તો બધા કષાયોને સારા માની બેઠો છુ, તેમા પણ લોભને તો મારો જીગરજાન દોસ્ત માનુ છુ

એ મારા પ્રિય મિત્ર વિના મને ચેન પડતુ નથી વારંવાર એની યાદી આવે છે આ મિત્રના પ્રભાવે મને સંસારની અનેક પ્રકારની ભોગસામગ્રી મેળવવાની ઈચ્છા થાય છે એના પ્રભાવે ધનદેવ જ સાચા દેવ છે, મારૂ જીવન છે, એમ માની બેઠો છુ એ માટે અનેક પ્રકારના પાપ-આરંભો કરવા સદા ઉદ્યત બનુ છુ અનેક પ્રકારની ચોરી વગેરે કરતાં પણ ચૂકતો નથી એના યોગે જેલમા જવુ પડે,

અપકીર્તિ અને નરકાદિ દુર્ગતિમા રખડવુ પડશે, તેનો વિચાર માત્ર પણ કરતો નથી કારણ કે એની સાથે મારે ગાઢ મૈત્રી છે એના પર પૂરતો વિશ્વાસ છે

એ મિત્રના કારણે તો માયા નામની એની બહેન સાથે લગ્ન સબધથી જોડાયો છુ વારવાર માયાને ઉપભોગમા લીધા વિના રહી શકતો નથી માયાના યોગે સગા-સબધી, માત-પિતા, પ્રિય મિત્રો, અનત ઉપકારી સુદેવ, સુગુરુ ને સુધર્મની સાથે પણ સરળતાથી વર્તતો નથી, એટલુ જ નહિ પરતુ તેમને છેતરવામા પણ પાછી પાની કરતો નથી અને રાત-દિવસ દભથી તેમની સાથે વર્તુ છુ ''

જો પૂર્વના પુણ્યયોગે કદાચ લોભમા સફળતા પામુ તો માનુ કે મને જે સફળતા મળી છે, તે મારી પ્રવીણતાના યોગે જ મળી છે લોભના યોગે ગમે તેટલા વિશ્વાસઘાત, ચોરી આદિ પાપ કર્યો હોય તેનો પશ્ચાત્તાપ પણ થતો નથી, પણ ઉલ્ટુ સારૂ કર્યુ એમ માનુ છુ વળી ધનાદિ પ્રાપ્ત થાય કે માનમિત્ર પણ આવ્યા વગર રહેતો નથી, એટલે મારામા સો ઠીઓ પારો ચઢયા વગર રહેતો નથી આખા જગતમા રહેલ સર્વને તુચ્છ માનતો થઈ જાઉ છુ કોઈપણ જો મારો હુકમ ન માને તો મારો ક્રોધમિત્ર વહારે ધાયા વગર રહેતો નથી, પછી બાકી જ શુ રહે? આમ ચારે કષાયો મારા આત્માને અનતકાળથી તપાવ્યા જ કરે છે, છતા હુ બધાને સ્વજન માની રહ્યો છુ, એ કેટલી મારી અજ્ઞાનતા!

હે પ્રભુ, ખરેખર મારા આત્માને શીતલ કરવાને આપ

જ સમર્થ છો વળી ચદન જેમ કુહાડાથી પોતાને મારનારને સુવાસ આપે છે, તેમ આપશ્રી પણ આપને ઉપસર્ગ કરનાર પ્રત્યે દયાભાવ સુવાસ વર્ષાવી ઉપકાર કરનાર છો ચદનની જેમ શત્રુ તથા મિત્ર પ્રત્યે સમભાવ ધરનાર છો અનત ગુણો રૂપ સુગધયુક્ત છો તથા ગુણરૂપ સુગધ ફેલાવનાર છો તો હે પ્રભુ, મારા તપ્ત આત્માને શીતલતા આપો તથા ગુણની સુગધ આપો એવી મારી ચાહના છે અને એ ચાહના પૂર્ણ કરવા માટે જ આપની ચદનપૂજા કરૂ છુ

ચદનપૂજા કરતી વખતે ચદનમા કેશર, ઘનસાર, બરાસ વગેરે સુગધી પદાર્થો પણ ભેળવવા જોઈએ સુગધીદાર પદાર્થોનુ વિલેપન કરવુ જોઇએ આ વિલેપન આપણે પ્રભુને નથી કરતા પરતુ વાસ્તવિક રીતે આપણા આત્માના ગુણોનુ વિલેપન કરીએ છીએ, એમ ભાવવુ પ્રભુભક્તિ માટે દરેક વસ્તુ સારી સુગધીદાર અને મૂલ્યવાન વાપરવી જોઇએ છતી શક્તિએ કરકસર કરવી નહિ શક્તિ ન હોય તો થોડી પણ સારી વસ્તુ વાપરવી પોતાને તિલક કરવા સારૂ લાલઘુમ અને પ્રભુ પૂજા સારૂ પાતળુ, રેલા ઉતરે તેવુ ચદન વાપરવુ યોગ્ય નથી

ચદનપૂજા કરવા માટે ચદન જોઇએ તેટલુ જ લેવુ અને બગાડ થાય નહિ તેનો જરૂર ઉપયોગ રાખવો બનતા સુધી ચદન ઘરનુ વાપરવુ જોઈએ પ્રભુપૂજા બહુ જ વિવેકપૂર્વક કરવી નવ અગેજ પૂજા કરવાની છે કારણ કે નવ અગ પૂજ ત્રિક તરીકે વિશેષ પ્રકારે ગણેલ છે, તેનો હેતુ નવઅગ પૂજાના દુહાઓમા વર્ણવેલ છે નવનો અક પણ અખડ તથા નવ

પદના અર્થને સૂચવનાર છે પૂજા કરતા પ્રભુના મુખ ઉપર ચદન ન પડે તે રીતે ધીમે ધીમે પૂજા કરવી પ્રભુપૂજા કરતા પહેલા વર્ણવેલ સુદર ભાવનાઓ ભાવવી પ્રભુઅગે પૂજા કરતી વખતે નવઅગ પૂજાના દુહાઓનુ ચિતવન કરવુ

પ્રભુના પૂજાનો ક્રમ આ પ્રમાણે જાણવો પ્રથમ મૂળ નાયકની, ત્યારબાદ બીજા તીર્થકરો અને સિદ્ધચક્રની પૂજા કર્યા પછી તીર્થકરની પૂજા થઈ શકે છે, કારણ કે સિદ્ધચક્રમા નવ પદો છે પદો એ ગુણ છે અરિહત એ વ્યક્તિ છે, અને અરિહતપદ એ ગુણ છે સાધુ એ વ્યક્તિ છે, અને સાધુપદ એ ગુણ છે વ્યક્તિપૂજામા નાના-મોટાનો વિચાર કરવાનો હોય છે જ્યારે ગુણની પૂજામા ક્રમની બાધકતા રહેતી નથી ત્યારબાદ ગુરુમૂર્તિની પૂજા ગુરુમૂર્તિ પણ સિદ્ધાવસ્થામા હોય તો તીર્થંકરની જેમ જ ક્રમ છે, પરતુ સાધુ અવસ્થાની ગુરુમૂર્તિ હોય તો એ મૂર્તિનુ પૂજન અરિહત, સિદ્ધ અને સિદ્ધચક્રપૂજન બાદ થાય છે, તેમજ ગુરુમૂર્તિના પૂજન બાદ તેજ ચદનથી તીર્થકરાદિની પૂજા ન થાય ગુરુમૂર્તિ બાદ દેવ-દેવીની પૂજા કરવી એટલે સમ્યગ્દષ્ટિ હોય તો સાધર્મિક તરીકે તેમને મસ્તકે ચાદલો કરવાનો હોય છે ત્યારબાદ અષ્ટમગળ આલેખવા અષ્ટમગળની પૂજા કરવાની નથી, એ ધ્યાનમા રાખવુ કેટલાક લોકો અજ્ઞાનતાથી લછનની, નવ ગ્રહની, ઘટ વગેરેની પૂજા કરે છે તે બરાબર નથી પાર્શ્વનાથપ્રભુ તથા સુપાર્શ્વનાથના ફેણાની પૂજા પ્રભુનુ અગ હોવાથી સાથે થઇ શકે છે

## ૮૧ - પુષ્પપૂજા

ત્રીજી પુષ્પપૂજા કરવાની હોય છે તે એ માટે કે, મારામા અનાદિકાળથી વિષય-વાસનારૂપ દુર્ગંધ ભરેલ છે, છતા આ વાસના મને ઘણી જ મીઠી લાગે છે દુર્ગંધ અને અશુચિથી ભરપૂર એવા સ્થાનોનુ સેવન પણ ઘણુ જ ગમી જાય છે, એ કેટલી મારી અજ્ઞાનતા છે ! અનાદિકાળથી મારા જીવે અનેક ભવોમા અનતી-અનતીવાર વિષયો ભોગવ્યા, પરતુ મારા આત્માને તૃપ્તિ થઇ નથી

અરે ! દેવભવમા એક જ સ્થાને અસખ્યાત વર્ષો સુધી વિષયસુખ ભોગવ્યા, પરતુ મારા આત્માને સતોષ ન થયો વળી જેમ જેમ વિષયસુખ ભોગવે તેમ તેમ ઈચ્છાની વૃદ્ધિ જ થતી જાય છે, પરતુ તૃપ્તિ થતી જ નથી જેમ અગ્નિમા લાકડા નાખવાથી તથા સમુદ્રમા પાણી આવવાથી તૃપ્તિ થતી નથી, તેવી જ રીતે વિષય બાબતમાં મારી સ્થિતિ છે, માટે મારા આત્મામાથી વિષય-વાસનારૂપ દુર્ગંધ દૂર કરવા માટે પુષ્પપૂજા કરૂ છુ કારણ કે આપ પુષ્પસમ સુકોમળ તથા સુવાસથી ભરપૂર છો, તેથી જ આપની સેવા મારી દુર્ગંધતાને દૂર કરશે જ એવી મને પૂર્ણ ખાત્રી છે

મોગરો, જાઈ, જુઈ, કેતકી, કેવડો, ગુલાબ, મચકુદ, જાસુદ વગેરે અનેક પ્રકારના તાજા અને સુગધી પુષ્પો વાપરવા પુષ્પોની સુદર આગી પણ બનાવી શકાય છે (અહિઆ અગરચના વખતે જે ભાવના ભાવવી હોય તે ભાવી શકાય )

પુષ્પો બગીચામાથી જાતે લાવવા જાતે ન બની શકે તો વિશ્વાસપાત્ર માળીદ્વારા મગાવવા માળીનો વિશ્વાસ મેળવવા કૃપણતાદિ દૂર કરી હમેશા ખુશ રાખવો જોઈએ

એક બહુજ ધર્મિષ્ઠ શેઠ હતા સ્થિતિ પણ સારી હતી તેમને ચાર પુત્રો હતા, તે બધા ધર્મશ્રદ્ધા રહિત હતા, પાપના ઉદયે લક્ષ્મી ચાલી ગઇ છે તોપણ શેઠ ધર્મક્રિયા-પૂજાદિ છોડતા નથી, છેવટે છોકરાઓ શેઠને ઘરબહાર કાઢે છે ગામ બહાર ઝુપડામા રહી મજુરી કરી આજીવિકા ચલાવવાપૂર્વક પૂજાદિ કરી રહ્યા છે પર્વના દિવસે શેઠ પૂજા કરવા જાય છે પૂર્વપરિચિત માલણ શેઠને એક બહુજ સુદર હાર પૂજા માટે આપે છે શેઠની પાસે હારના મૂલ્ય જેટલા પૈસા નથી શેઠ મુઝવણ અનુભવે છે ત્યારે માલણ કહે છે, શેઠજી પૈસાની જરૂર નથી, આપ હાર લ્યો અને પ્રભુને આપ ચડાવો આજ સુધી આપના દાનદ્વારા અમે સુખી છીએ

શેઠ વિચારે છે કે, મફતનો હાર ન ચડાવુ છેવટે શેઠે તે દિવસના ખોરાકી ખર્ચ માટે રાખેલ આઠ આનાથી હાર ખરીદે છે અને પ્રભુભક્તિ સુદર ભાવપૂર્વક કરે છે અને તેના પ્રભાવે સુખી થાય છે છોકરાઓ પણ ધર્મી બને છે

એવી જ રીતે કુમારપાળ મહારાજાએ પૂર્વભવમા માત્ર પાચ કોડીના ફૂલોથી જિનેશ્વર દેવને ચડાવવા દ્વારા અઢાર દેશ પ્રાપ્ત કરાવનાર પુણ્ય પ્રાપ્ત કર્યુ , છતા એ વિશેષ ફળ નથી વિશેષ ફળ તો એ કે કુમારપાળ મહારાજાએ પોતાના જીવનને અહિસામય બનાવી એક અહિસક નૃપતિ તરીકે જગતમા

પ્રસિદ્ધિને પામ્યા અરે ! એટલુ જ નહિ પરતુ મલધારી મહાન શ્રાવક બની જૈનશાસનની ભૂરી ભૂરી પ્રભાવના કરવા દ્વારા ગણધરપદદાયક કર્મ ઉપાર્જન કર્યું, માટે ભાગ્યશાળી આત્માઓએ પુષ્પપૂજા પ્રત્યે આદરભાવવાળા બની પ્રભુને પુષ્પપૂજા કરવી

પુષ્પપૂજા કરતા પુષ્પની પાખડીઓ તૂટી ન જાય તેનુ ખાસ ધ્યાન રાખવુ જોઈએ સોયથી વિધવા પણ ન જોઈએ હાર બનાવવો હોય તો પુષ્પો દોરાથી બાધવા જમીન પર પડેલા પુષ્પો ચડાવવા નહિ પુષ્પો લીધા બાદ નાભી નીચેના ભાગમા રાખવા નહિ, વાસી પુષ્પો ચડાવવા નહિ આ બધી બાબતોનો ઉપયોગ જરૂર રાખવો

## ૩૨ અગરચના

શક્તિશાલી આત્માઓએ પ્રભુ પ્રતિમાને હ મેશા સુ દર પ્રકારની અ ગરચના કરવી જોઈએ સુ દર રત્નજડિત હીરા માણેકનો મુગટ, તથા બીજા પણ હીરા, માણેક, નીલમ આદિ ઝવેરાતની રચના કરી શકાય છે બાદલુ, વરખ, કટોરાદ્વારા પણ અનેક પ્રકારની અ ગ રચના કરી શકાય છે કેટલેક સ્થળે અત્તર વગેરે સુ ગધી પદાર્થી અ ગરચના સમયે પ્રભુના મુખ ઉપર લગાવાતુ જોવામાં આવે છે

આ અ ગરચના કરતાં આ પ્રમાણે ભાવના ભાવવી કે, જેમણે વિશાળ રાજ્યને છોડી સ યમનો સ્વીકાર કર્યો, જેમણે નવ નિધાન, ચૌદરત્ન, છ ખ ડની ઋદ્ધિ, બત્રીશ મુકુટબદ્ધ રાજા

ઓની સેવા, સોળ હજાર યક્ષોની સેવા, ચોસઠ હજાર અતે
ઉરી વગેરે સર્વ વસ્તુઓને તૃણવત્ છોડી સયમ સ્વીકાર્યો
જ્યારે મારી પાસે રહેવાને ઘરનુ ઘર નથી, સ્ત્રી કેવી મળી
છે ? તે તો મારો આત્મા જાણે છે પુત્રાદિ મારા પ્રત્યે કેવા
વિનયી અને ભક્તિશાળી છે, તે પણ મારો આત્મા જાણે છે,
આમ ઘરમાં કોઈ વસ્તુ મોહ પમાડે એવી નથી, છતા કોણ
જાણે મારામા મમતા ઘર કરી બેઠી છે હે પ્રભુ ! નગની
પ્રિયતમા દમયતીએ જેમ સાસારિક મમતા મારવાને માટે
પૂર્વભવમા તિલકદ્વારા અગરચના કરી, તેમ હુ પણ અગ
રચના કરૂ છુ

## ૩૨ ધુપપૂજા

ચોથી ધૂપપૂજા કરવાની હોય છે ધૂપ સુગધી પદાર્થ
હોવો જોઇએ એટલે કે દશાગ, બત્રીશાગ, કૃષ્ણાગરૂ, ગધ
વટી, તુરૂષ્ક વગેરે હોવો જોઇએ. અશુદ્ધ વાતાવરણ ધૂપથી
શુદ્ધ થાય છે, તેથી દહેરાસરમા ત્રણે કાળ ધૂપ કરવાનો હોય
છે ધૂપને બગાડ થાય નહિ તથા યોગ્ય સ્થળે ધૂપ મૂકવો
એ ખાસ ધ્યાનમા રાખવુ ધૂપપૂજા મિથ્યાત્વરૂપ દુર્ગંધ દૂર
કરવા માટે કરવાની છે આત્માનુ સુખ રીતે બગાડનાર જો
કોઈ હોય તો એક મિથ્યાત્વ જ છે મિથ્યાત્વ ભાગ્યુ એટલે
મોહરાજાની પડતીનો પ્રારભ મિથ્યાત્વનો નાશ એટલે મોહ-
રાજાની સાડા સાતની પનોતિ બેઠી સમજવી ધૂપપૂજા કરવાથી
વિનયધર રાજાની જેમ અતિ દુર્ગંધયુક્ત શરીર પણ સુગધી
દાર બને છે, સદા ધૂપની ઉર્ધ્વગતિ હોય છે, તેમ ધૂપપૂજા

દ્વારા આત્માની ગતિ ઉર્ધ્વ બને છે, યાને આત્મા પંચમગતિ એટલે મોક્ષગતિ પામે છે એ આ ધૂપપૂજાનું ફળ છે

## ૩૪ દીપકપૂજા

પાચમી દીપકપૂજા કરવાની હોય છે દીપક એ માગલિક વસ્તુ છે ભાવદીપકની પ્રાપ્તિ માટે દીપકપૂજા બતાવી છે ભાવદીપક એટલે સમ્યગ્જ્ઞાન દીપકથી જેમ અંધકારનો નાશ થાય છે તેમ ભાવદીપકરૂપ સમ્યગ્જ્ઞાનથી અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થાય છે

હે પ્રભુ! મારો આત્મા અજ્ઞાનથી સસારમા અથડાય છે ખરી રીતે અજ્ઞાન એ જ દુઃખનું મૂળ છે અજ્ઞાની આત્મામા વિવેક પ્રગટતો નથી અજ્ઞાની આત્માનુ જીવન પશુ કરતાં પણ ભૂડું હોય છે અજ્ઞાની આત્મા સંસ્કાર વિહુણો હોય છે અજ્ઞાની આત્મા પુણ્ય, પાપ, હેય, જ્ઞેય, ઉપાદેય, ભક્ષ્ય, અભક્ષ્ય, પેય, અપેય વગેરે પણ જાણતો નથી અજ્ઞાની આત્માને આરભ, સમારભ, વિષયાદિના નતીજાનુ ભાન જ હોતુ નથી

કેટલાક આત્માઓ બિચારા સસારમા પેટ ભરવા, વિષયાદિ વધારવા, સસાર વૃદ્ધિ કરે તેવા પ્રકારના ભણતરને પણ જ્ઞાન માની, જ્ઞાન અને અજ્ઞાનના વિવેકને વિસરી જાય છે જ્ઞાન તો તેજ કહી શકાય કે, જે અજ્ઞાનરૂપ અંધકારમા, વિષયાદિરૂપ ઉજ્જડ માર્ગમા અથડાતા આત્માને વિવેકાદિ સુમાર્ગમા લાવે અને અંતે આત્માને સસારથી મુક્ત કરે તે

એટલે કે જ્ઞાન તો જીવનમા વિવેક, વિનય, નીતિ, સ્વાર્થ ત્યાગ, કરુણાભાવ, વાત્સલ્યભાવ, વૈરાગ્ય ત્યાગ અને સસારનો નાશ યાને મોક્ષ આપે છે જ્યારે સસાર પ્રત્યેનો રાગ, ત્યાગ પ્રત્યે અણગમો, સ્વાર્થવૃત્તિ, દયાનો અભાવ આદિ જીવનમા લાવનાર કહેવાતા જ્ઞાનને અજ્ઞાનજ માનવાનુ હોય છે

આવુ અજ્ઞાન મારા જીવનમા ઘર કરીને બેઠેલુ છે, તેને દૂર કરવા માટેજ આપની દીપકપૂજા કરુ છુ, યાને મતિ, શ્રુત, અવધિ, મનપર્યવ અને અતે કેવળજ્ઞાન મેળવવા માટેજ દીપકપૂજા કરી રહ્યો છુ એવી ભાવના ભાવુ છુ

જિનમદિરમા દીપક માટે ઘી પોતાના ઘરનુ જ લાવવુ જોઇએ આજકાલ ઘીના દીવાઓને બદલે ઇલેક્ટ્રીકનો ઉપયોગ થાય છે તે બહુજ વિચારણીય છે ઇલેક્ટ્રીકનો વધુ પાવરવાળો ગ્લોબ ભગવાનની સામે મૂકવાથી ઉષ્ણતાના કારણે પ્રતિમાના પાષાણની સ્નિગ્ધતા દૂર થઈ જવાના કારણે પ્રતિમાનુ આયુષ્ય ઘટી જવાથી ભયકર આશાતના ખડી થાય છે, તેમજ ઇલેક્ટ્રીકની ઉત્પત્તિમા મહાહિસા હોય છે વગેરે કારણોથી ઇલેક્ટ્રીક ન વાપરવી એજ હિતાવહ છે ઘીનો દીપક શીતળ હોઈ પ્રતિમાને જરા પણ નુકશાન થતુ નથી તેમ ઘીના દીપક દ્વારા ભાવના પણ સુદર પેદા થતી હોઈ ઘીનો દીપક કરવો એજ વિશેષ સુયોગ્ય છે આ બાબતમા ટ્રસ્ટીઓને વિશેષ ખ્યાલ રાખવાની જરૂર છે

## ૩૫ દર્પણપૂજા

દર્પણપૂજા કરતી વખતે આત્માએ દર્પણમા પોતાનુ તથા ભગવાનનુ પ્રતિબિબ જોઈ બ નેની સરખામણી કરવાની હોય છે ભગવતનુ સ્વરૂપ શુદ્ધ સ્વરૂપમય કર્મમળથી રહિત, નિર્મળ સ્ફટિક જેવુ, તેમ અનતજ્ઞાનાદિમય, અખડ જ્યોતિ મય, અસખ્યાત પ્રદેશી શુદ્ધ સ્વરૂપ છે મારો આત્મા પણ આવો શુદ્ધ સ્વરૂપમય છે, પરતુ કર્મના આવરણ લાગવાથી આત્મા સત્તાએ શુદ્ધ સ્વરૂપ હોવા છતાં અશુદ્ધરૂપ છે

જેમ સોનુ શુદ્ધ હોવા છતા માટીના યોગે માટી જેવુ દેખાય છે તેવી મારી સ્થિતિ છે મલીન સુવર્ણ કોઈક કનક શુદ્ધિકારકના હાથમા જાય તો અવશ્ય શુદ્ધ સુવર્ણ થઈ જાય છે, તેમ મારો આ મલીન આત્મા પણ સુદેવ, સુગુરુ અને સુધર્મના શરણે જાય તો આપના જેવું શુદ્ધ સ્વરૂપ પામે જ એ નિર્વિવાદ વાત છે અને એ માટે જ દર્પણપૂજા કરી રહ્યો છુ

## ૩૬ નાટકપૂજા

પ્રભુ આગળ વિધવિધ પ્રકારના નાટક પણ કરવાના હોય છે; એ પણ ભક્તિરૂપ છે સૂર્યાભદેવે પ્રભુ મહાવીર પરમાત્મા આગળ બત્રીશબદ્ધ નાટકો કર્યા હતા ખુદ રાવણે પણ અષ્ટાપદ પર્વત ઉપર પોતાની પત્ની મંદોદરી સાથે નાટક કરી તીર્થંકર નામકર્મ ઉપાર્જન કર્યું હતુ નાટકપૂજા કરતા એવી ભાવના ભાવવી કે, હુ આ સસારમા વિષયની તૃપ્તિ માટે અનેક પ્રકારના નાટકો કરી ચૂક્યો છુ

જેમ મદારી પોતાના સ્વાર્થ ખાતર માકડાને નચાવે છે તેમ માકડુ નાચે ને ખુશ થાય પરતુ પૈસા તો મદારી લે છે અને ખ્યાતિ પણ તેની થાય છે અને મારે તો ફક્ત પેટ ભરવા પુરતુ અનાજ પણ મળતુ નથી, પરતુ નાચીને ફક્ત થાકજ પ્રાપ્ત કરવાનો રહે છે, આ વાત માકડુ સમજી શકતુ નથી, તેમ કમરાજાએ મને સસારમા ઘણા નાચ નચાવ્યા છતા મને કઇપણ વિષયસુખ મળ્યુ નહિ અને કર્મબધનો કરી અનત દુખ પ્રાપ્ત કર્યુ તે વાત હુ પણ સમજી શકયો નહિ

હે નાથ ! દેવ, તિર્યચ, રાય, રક, દેવેન્દ્ર નરેન્દ્ર, ધનવત, નિર્ધન, શેઠ, નોકર, પતિ, પત્નિ, માતા, પિતા, પુત્ર, બહેન, મામા, મામી, કાકા કાકી ઈત્યાદિ અનેક સબધવાળા એવા વેશો, સસારમા અનતી-અનતીવાર ભજવ્યા છે વળી આલોકમા પણ લોકને રીઝવવા બીજા પણ નાટકો ઘણા કર્યા છે, પરતુ આપની આગળ સારા ભાવે ભવનાટકનો અત કરવા એક પણ નાટક કર્યુ નથી અને જો કર્યુ હોત તો મારી આ દશા નહી ન હોત હે પ્રભુ ! આ નાટક કરવા દ્વારા આ સસારના નાટકો કરવાનો અત આવે એમ ચાહના કરૂ છુ વર્તમાનમા નાચ કરવાની પ્રથા પણ નાટકરૂપ છે, માટે નાચતી વખતે પણ ઉપર મુજબ ભાવના ભાવવી

## ૩૭ ચામરપૂજા

પ્રભુ આગળ ચામર વિંજવુ જોઈએ ચામર વિંજતા ચામર

નીચેથી ઉપર જાય છે દેવ, મનુષ્ય, તિર્યંચ, નરકગતિરૂપ નિચાણમા રહેલ આત્માઓ આ પૂજાદ્વારા ચામરની જેમ ઉચે જાય છે યાને મોક્ષગતિ પામે છે હુ પણ ચાર ગતિરૂપ ખાડામા પડેલો છુ આજે મને મહાન પુણ્યોદયે આપની આ પૂજા રૂપ ભક્તિદ્વારા ઉચે (મોક્ષે) જવાનો અવસર મળ્યો

શાસ્ત્રમા ભક્તિને મુક્તિની દૂતિ તરીકે વર્ણવેલ છે જેમ દૂતિ વિરહી સ્ત્રી અથવા પુરૂષનુ કાર્ય સાધી આપે છે, તેમ આ ભક્તિ દૂતિ પણ મારો તથા મુક્તિ રૂપી સ્ત્રીનો મેળાપ કરી આપે એમ છે, માટે તો શ્રીમાન યશોવિજયજી મહારાજ જેવાએ પ્રભુ સ્તુતિ કરતા કહી દીધુ કે, મારે મુક્તિની પણ જરૂર નથી, જો મને ભક્તિ મળી જતી હોય તો કારણ કે ભક્તિ મુક્તિ સાથે સયોગ કરાવ્યા વિના નથી જ રહેવાની હે પ્રભુ! આપની ભક્તિનો ચમત્કાર કોઈ અદ્‌ભુત છે તારી ભક્તિએ તપ, દાન, શિયલ, સમકિત, દેશવિરતિ, સર્વવિરતિ, અપ્રમતદશા, કેવળજ્ઞાન અને અતે મુક્તિનો મેળાપ અનેક આત્માઓને કરાવી આપ્યો છે ધન્ય છે તારી ભક્તિને! અને ધન્ય છે એની કાર્યવાહીને!

## ૩૮ અક્ષતપૂજા

છટ્ઠી અક્ષતપૂજા કરવાની હોય છે, એટલે કે આ પૂજામા પ્રભુ આગળ નદાવર્ત્ત અથવા સાથીયો પુરવાનો હોય છે અખડ અને ઉચા પ્રકારના ચોખા વાપરવા જોઈએ અક્ષતપૂજાથી અક્ષય સુખની પ્રાપ્તિ થાય છે શક્તિશાળી આત્માએ તો રત્નનો સાથીઓ પુરવો જોઈએ મહાવીર પરમાત્માના પરમ

ગણી સમ્યગ્દષ્ટિ શ્રીમાન શ્રેણિક મહારાજા હંમેશા જે દિશામાં ભગવત વિચરતા હતા તે દિશામા સોનાના ૧૦૮ જવલાનો સાથીઓ પુરતા હતા,

સાથીયો પુરતા ભાવના ભાવવી કે, સાથીયાના ચાર પાખડા છે તે દેવ, મનુષ્ય, તિર્યચ ને નરક એ ચાર ગતિ છે અનાદિકાળથી આત્મા ચાર ગતિ પૈકી તિર્યચ ગતિ એવી સુક્ષ્મ નિગોદમા હતો ચૌદ રાજલોકમા સુક્ષ્મનિગોદના અસખ્યાત ગોળા છે, એકેક ગોળામા અસખ્યાતી નિગોદ છે એક નિગોદમા અનતાનત જીવો છે શરીર એક અને તેમા અનત જીવો હોય તે નિગોદ કહેવાય તેઓ આહાર, તથા શ્વાસો શ્વાસ પણ સાથે લે છે, આને સાધારણ પણ કહેવાય છે એક કોટડીમા ૨૫ સમાઈ શકતા હોય અને તેમા ૫૦ કે ૧૦૦ ભરે તો કેટલી મુઝવણ અને દુખ થાય? તો પછી એક શરીરમા એક સમાઈ શકે તેમા અનત જીવોને રહેવાનુ થાય ત્યારે એ જીવોને કેટલુ દુખ થતુ હશે? તે તો જ્ઞાની, કે પોતાના આત્મા સિવાય કોણ જાણી શકે?

અરે એક શ્વાસોશ્વાસમા પણ મારા જીવે ૧૭ાા ભવ કર્યા એટલે એટલી વારમા ૧૭-૧૮ વખત જન્મ પામ્યો અને મરણ પામ્યો તે સમયે મે કેટલુ દુખ ભોગવ્યુ તે તો મારો આત્મા જ જાણે. ત્યાં એક જીવને મળતા આહારના અનતમા ભાગનો જ આહાર મારા જીવને મળતો હતો વળી આવુ આહાર તથા રહેઠાણ સબધી ભયકર દુખ પણ મારા આત્માએ અનતાઅનત પુદ્ગલ પરાવર્તન કાળ સુધી

ભોગવ્યું છે, તેમજ ત્યા મને વારવાર એ ભાવના પણ થતી હતી, કે આ મારી સાથે રહેવા અનત આત્માઓ મરણ પામી જાય અથવા દૂર ખસી જાય તો મને એકલાને જ આ રહેવા તથા ખાવાનુ મળે, એમ ત્ના તીવ્ર અશુભ ભાવનાઓ ભાવવામા બાકી રાખી નથી

અચાનક કર્મ પરિણતિએ માર્ગ આપવાથી સુક્ષ્મનિગોદથી મારો આત્મા બાદર નિગોદમા આવ્યો એટલે બટાટા, લસણ, ડુગળી આદિ કદમૂળમા ઉત્પન્ન થયો ત્યા ભરબજારમા ટકાના ત્રણ શેરમા વેચાયો ત્યા એક સોયના અગ્રભાગ જેટલામા અનતાજીવો સાથે રહેતો હતો ત્યા મારી એવી કદર્થના થઈ કે, મને છોલવામા, કાપવામા, શેકવામા, તળવામા, અને વઘારવામા આવ્યો તે સમયે હુ આવુ દુખ ભોગવતો હતો હે પ્રભુ! આ મારી દશા હતી, પછી પુણ્યના યોગે હુ માટી, પાણી, અગ્નિ, પવન, અને પ્રત્યેક વનસ્પતિ રૂપે ઉત્પન્ન થયો, ત્યા પણ અસખ્યાત કાળ સુધી મારા આત્માએ અનતા દુખો ભોગવ્યા અમારૂ દુખ પ્રગટ કરવાની ઇદ્રિય મળી નહિ એટલે મૌનપણે દુખો ભોગવવા પડયા

ત્યાર બાદ બેઈદ્રિય, તેઇદ્રિય, ચઉરિદ્રિય અને અસજ્ઞી તિર્યંચ પચેદ્રિય રૂપે અવતર્યો તે સ્થળે પણ મારા આત્માએ પરાધીનપણે દુખો ભોગવવામા બાકી રાખી નથી, પછી સજ્ઞી તિર્યંચ પચેન્દ્રિય જન્મ લીધો ત્યા પરાધીનપણે ભૂખ, તૃષા, તાડન, મારણ, વધ અને બધનના સખ્યાત કાળ પ્રમાણ દુખો સહન કર્યા વળી સિહ, સર્પ આદિ હિસક ભવોમાં પાપ

કરી નરકગતિનો મુસાફર પણ બન્યો. નરકગતિમાં ઓછામા ઓછુ દશ હજાર વર્ષ અને વધુમા વધુ ૩૩ સાગરોપમ પ્રમાણ આયુષ્ય હોય છે, એટલે કે નરકગતિમા અસખ્યાત કાળ સુધી મારો વાસ થયો, ત્યા ભયકર શીતવેદના અને અને ઉષ્ણવેદના સહી.

તેમ એક સાથે નરકમા પાચ ક્રોડ, અડસઠ લાખ, નવાણુ હજાર, પાચસો ચોરાશીથી અધિક રોગો હોય છે, તે પણ સદા કુભીપાકની ભયકર વેદના, વૈતરણી નદીના અત્યત ગરમ અને લોહી-પરુથી ભરેલ પાણીનુ પાન, તલવારની ધાર જેવી ભૂમિની સ્પર્શનાના દુખ, પરસ્પર થતી વેદના, પરમાધામીના ભયકર દુખો, આમ ત્યાં કમકમાટી ઉપજાવે તેવા દુખો સહન કર્યા

મનુષ્યભવમા પણ ગર્ભમા ભોગવેલી વેદના અને જન્મ સમયની ભયકર વેદના યાદ કરતા-કરતા તો આત્મા ત્રાસી ઊઠે તેમ છે, છતા સસારના મોહમા અધ બનેલ આત્મા જન્મ બાદ બધુ ભૂલી જાય છે બાલ્યાવસ્થામા પરાધિનતા, યૌવનાવસ્થામા કામની વિડબના, વૃદ્ધાવસ્થામા શારીરિક વેદના, દરિદ્રતા, શોક-સતાપની વેદના, પુત્રવિયોગ અને સ્ત્રીવિયોગ વગેરે અનેક પ્રકારના દુખ તથા મરણની ભયકર પીડા મારા આત્માએ અનતીવાર ભોગવી છે

તથા દેવભવમા પણ ઈર્ષ્યા, લોભ, કામની કારમી કતલ વગેરે અનેક પ્રકારની માનસિક, ઉપાધિઓરૂપ વેદના સહન કરી અનત કર્મો ઉપાર્જન કરી ચારે ગતિમા અનતી-અનતી

વાર ઉત્પન્ન થયો ને મરણ પામ્યો આમ ચારે ગતિમા રખડવામા કશી પણ કમીના ન રાખી

હે નાથ! આજે આ અક્ષતપૂજા (સાથીયો) દ્વારા આવા પ્રકારનુ મારૂ ભવભ્રમણ અને ભ્રમણામા વેઠેલી ભયકર વિડબનાને યાદ કરી સસારરસને દૂર કરૂ છુ, અને અક્ષય સુખ (મોક્ષ) મેળવવા આપ જેવા નાથની પૂજા કરૂ છુ

## ૨૯ નૈવેદ્ય પૂજા

સાતમી નૈવેદ્યપૂજા કરવાની હોય છે એટલે અખડ, ઉજ્જવલ ચોખાનો સાથીયો પૂરી બાદ સાથીઆ ઉપર નૈવેદ્ય મૂકવાનુ હોય છે નૈવેદ્યમા શુદ્ધ અને સારા દરેક જાતના પક્વાન્નો મૂકવા જોઈએ સાકર વગેરે પણ મૂકી શકાય હમેશાં પોતાના ઘેર બનાવેલ શુદ્ધ દાળ, ભાત, રોટલી, શાક વગેરે પણ મૂકી શકાય છે અર્થાત્ પોતાના ખાવા માટે હમેશા બનાવાતી રસોઇ પણ શ્રાવક પ્રભુ આગળ નૈવેદ્ય તરીકે મૂકી શકે છે

નૈવેદ્ય મૂકતા આત્માએ વિચારપૂર્વક પ્રભુને જણાવવુ કે, આ સસારમા આત્માને ભટકાવનાર ચાર સજ્ઞાઓ છે આહાર, ભય, મૈથુન અને પરિગ્રહ એ ચાર સજ્ઞાઓ અનાદિ કાળથી આત્માને લાગેલી છે અર્થાત્ આ સસ્કાર આત્મા સાથે અનાદિકાળથી છે પ્રગટ કે અપ્રગટ ચારે સજ્ઞા જીવમાત્રમા હોય છે સામાન્ય રીતે તિર્યંચગતિમા આહારસજ્ઞા, મનુષ્યગતિમા મૈથુનસજ્ઞા, દેવગતિમા પરિગ્રહ અને નરકગતિમા ભયસજ્ઞા હોય છે

વનસ્પતિમા પણ આ ચાર સજ્ઞા પ્રગટપણે દેખાય છે આહાર સજ્ઞા તો ઝાડમા પ્રત્યક્ષ છે, કારણ કે તેમને જમીન દ્વારા આહાર અને પાણી ન મળે તો ઝાડ ઉગી શકતુ જ નથી પાણીનું પોષણ મળવાથી જ વૃદ્ધિ પામે છે, નહિતર સુકાઈ જાય છે, તેથી આહારસના ઝાડમા છે કેટલાક ઝાડ યુવાન સ્ત્રીના મુખના તાબુલ છાટવાથી કે આલિગન દેવાથી તથા હાવભાવ કે કટાક્ષથી તરત ફળે છે પપૈયામા નર ને માદા (સ્ત્રી) બે ઝાડ હોય છે નરનો પરાગ માદાના ફૂલમાં પડવાથી ફળ આવે છે, માટે નર ને માદા બે જોડે વાવવા પડે છે, એથી મૈથુન સજ્ઞા પુરવાર થાય છે લજામણી વેલમા ભયસજ્ઞા જણાય છે તથા પરિગ્રહ સજ્ઞા સફેદ આકડા વગેરેમા હોય છે, કારણ કે સફેદ આકડો જે જગ્યામા ધન હોય ત્યા જ ઉગે છે અને ફાલ્યો ફુલ્યો રહે છે આમ દરેક જીવમાત્રમા ચાર સજ્ઞા હોય છે પરતુ એ ચાર સજ્ઞામા આહારસજ્ઞા પ્રગટપણે દરેક અવસ્થામા વધારે જણાય છે, કારણ કે તેનુ સેવન જીવે દરેક ભવમા અને દરેક અવસ્થામા વિશેષ કરેલુ છે

આહારના યોગે જ વિષયની વૃદ્ધિ થાય છે આહારનો ગાઢ સબધ શરીર સાથે હમેશનો છે જ્યા સુધી શરીરની હયાતિ છે, ત્યા સુધી આહારની જરૂર પડયા વિના નથી રહેતી દિગબરો કેવલી ભગવતો આહાર કરતા નથી એમ માને છે, પરતુ તે માન્યતા સત્યથી વેગળી છે કારણ કે ઔદારિક શરીર ટકે છે તે આહારના યોગે જ જો આહાર ન કરે તો કોઇ પૂર્વકોડના આયુષ્યવાળા કેવલી ભગવતને નવ વર્ષની ઉમરે કેવલજ્ઞાન થયેલ હોય તો નવ વર્ષ ઓછાં એવા પૂર્વકોડ વર્ષ

સુધી એ આત્મા શરીર કેવી રીતે ધારણ કરી શકે ? વળી વેદનીય કર્મ તો કેવલી ભગવતોને પણ હોય છે ક્ષુધા વેદનીયના યોગે જ ક્ષુધા ઉત્પન્ન થતી હોઇ કેવળીઓને પણ આહારની તો જરૂર પડે જ માટે જ્યા સુધી શરીર છે ત્યા સુધી આહાર પણ છે જ

**પ્રશ્ન**—જ્યારે આહાર છે તો સ સાર છે, તો પછી કેવલી ભગવ તોને આહાર છે તો તેમને પણ સ સાર રહેવાનો એમ માનવું પડશે ને ?

**ઉત્તર**—પણ એ વાત યુક્તિસ ગત નથી, કારણ કે સ સાર સુખની તૃપ્તિ અર્થે યા રસના (જીભ)ની લાલસાથી કે ઇદ્રિયોના પોષણાર્થે કરાતો આહાર સ સારનુ કારણ બને છે, પર તુ માત્ર દેહ ટકાવવા માટે, સ યમાર્થે કરાતો આહાર સ સારનુ કારણ બનતો નથી, પર તુ આત્મકલ્યાણનો સાધક બને છે, એટલે કે સ યમાર્થે કરાતો આહાર અનુક્રમે અણાહારીપદ (જ્યા આહારની આવશ્યકતા નથી) ની પ્રાપ્તિ કરાવતો હોય છે

એટલે કહેવાનુ કે ચારગતિરૂપ સ સારમા આ આહાર સ જ્ઞા અન્ય સ જ્ઞા કરતા વિશેષ છે અને આહારસ જ્ઞાના અભાવે અણાહારીપદની (મોક્ષ) પ્રાપ્તિ થાય તે સ્વાભાવિક છે આવુ અણાહારીપદ પામવામા નૈવેદ્યપૂજા સુ દર ભાવ ભજવે છે, એટલા માટે જ હે પ્રભુ ! આ નૈવેદ્યપૂજા હુ કરી રહ્યો છુ

## ૪૦ ફળપૂજા

હવે આઠમી ફળપૂજા કરવાની હોય છે, સાથીયો કર્યા બાદ ઉપર ત્રણ ઢગલી તથા તેના ઉપર સિદ્ધશિલા તથા વચમાં બિન્દુ કરવાનું હોય છે ત્રણ ઢગલી સમ્યગ્જ્ઞાન, સમ્યગ્દર્શન અને સમ્યક્ચારિત્રની સૂચક છે જ્યારે સિદ્ધશિલા તથા બિન્દુથી એ સૂચન થાય છે કે, ચૌદ રાજલોકના છેડે આવેલી ૪૫ લાખ યોજન લાંબી-પહોળી અને આઠ યોજન (મધ્યમાં) જાડી અને છેડે માખીની પાખ જેવી પાતળી તેમ સ્ફટીક જેવી નિર્મળ એવી સિદ્ધશિલા ઉપર એક યોજનના ચોવીશમા ભાગમાં આલોકને સ્પર્શીને બિન્દુરૂપ સિદ્ધભગવંતો રહેલા છે

સાથીયા ઉપર નૈવેદ્ય મૂકયા પછી ત્રણ ઢગલી કરતા ભાવના ભાવવી કે, હે પ્રભુ ! અણાહારીપદની પ્રાપ્તિ માટે સાધનની અવશ્ય આવશ્યકતા હોય છે અણાહારીપદ માટે સાધન તરીકે સમ્યગ્દર્શનાદિ રત્નત્રયી જ છે આ ત્રણ ઢગલી દ્વારા રત્નત્રયીની આપની પાસે માગણી કરૂ છુ

પૂર્વધર શ્રીમાન્ ઉમાસ્વાતીજી મહારાજે તત્ત્વાર્થ સૂત્રમા મોક્ષમાર્ગનુ વર્ણન કરતા પ્રથમ સૂત્ર સમ્યગ્ દર્શન જ્ઞાન ચારિત્રાણિ મોક્ષમાર્ગ મૂકેલ છે આ સૂત્ર જૈનશાસનના મુખ્ય સિદ્ધાતરૂપ છે અર્થાત જૈનશાસનરૂપ છે જૈનશાસનમા ત્રણ વસ્તુ મુખ્ય છે શ્રદ્ધા, જ્ઞાન અને વર્તન એટલે દર્શન, જ્ઞાન ને ચારિત્ર પરંતુ દર્શનાદિની સાથે સમ્યગ્ શબ્દ મૂકેલો છે તેનો અર્થ એ છે કે, સમકિત સહિત દર્શન, જ્ઞાન ને ચારિ

નની કિમત છે જ્યા સુધી સમકિત ન પમાય ત્યા સુધી દર્શનાદિની કિમત કઈ પણ નથી, માટે સમકિતની પ્રાપ્તિ માટે ખૂબ પ્રયત્ન કરવાની જરૂર છે

મોક્ષ મેળવવા માટેનો આત્માનો નિર્ણય એનુ નામ જ સમ્યક્ત્વ છે, અથવા જિનેશ્વરદેવે જે તત્ત્વો જે હેતુપૂર્વક બતાવેલ છે તે રીતે તે તત્ત્વો સત્ય જ છે આવા પ્રકારની દૃઢ શ્રદ્ધા તેનુ નામ સમ્યક્ત્વ

સિદ્ધશિલા ઉપર ફળ મુકવાદ્વારા એમ જણાવવા માગુ છુ કે, હે પ્રભુ! સિદ્ધશિલા ઉપર રહેલ સિદ્ધાવસ્થા પ્રાપ્ત કરવા રૂપ ફળની મારી ઈચ્છા છે, માટે આપની આગળ ફળ મુકુ છુ નૈમિત્તિક, રાજા, દેવ, ગુરુ એમની આગળ અવશ્ય ફળ મુકવાનું હોય છે, કારણ કે ફળદ્વારા જ ફળની પ્રાપ્તિ થાય છે, માટે જિનમદિરમા પ્રભુ દર્શનાર્થે જતા ચોખા, બદામ વગેરે લઈને જવુ જોઇએ અર્થાત્ ખાલી હાથે ન જવુ જોઈએ

અત્યાર સુધી અજ્ઞાનતાના યોગે આપની સમક્ષ પણ સસારફળની જ માગણી કરી એથી આ સસારમા ઘણુ રખડયો છુ, કારણ કે હે નાથ, અત્યાર સુધી સાચુ સુખ કયુ હતુ? તેનુ જ મને ભાન નહોતુ અત્યાર સુધી તો હુ ખાવા-પીવામા, પાચે ઇન્દ્રિયોના ભોગમા, ઘરમા, કુટુબ પરિવારમા, સ્ત્રી-પુત્રાદિની પ્રાપ્તિમા જ સુખ માની બેઠો હતો મારા સમગ્ર સસારી જીવનમા આ સિવાય કશો પણ અનુભવ કર્યો જ ન હોતો. આત્મા શુ ચીજ છે? તેનુ ભાન જ નહોતું હુ તો શરીર

એજ મારો આત્મા અર્થાત્ આત્મા અને શરીર એક જ માનતો હતો, પરંતુ પૂર્વના કોઈ પુણ્યાનુબંધી પુણ્યથી અચાનક દરેક પ્રકારની ધર્મ સામગ્રી સહિત મનુષ્યભવ મળ્યો અને જિનેશ્વરદેવ, સદ્ગુરુ અને સુધર્મની ઓળખાણ થઇ અને સામાન્યરીતે જ્ઞાન થયું કે, સંસાર સુખ એ સાચું સુખ નથી, પરંતુ કાલ્પનિક છે, જ્યારે સાચું સુખ તો આત્માના ઘરનું છે, તે સુખ કર્મનો નાશ થયા સિવાય મળતું નથી અર્થાત્ એવું સુખ સિદ્ધાવસ્થા (મોક્ષ) માં જ છે સિદ્ધભગવંતો અનંત જ્ઞાન, અનંતદર્શન, અનંતચારિત્ર અને અનંતવીર્યરૂપ ભાવ પ્રાણો દ્વારા આત્મિક જીવન જીવી રહ્યા છે, અને જ્ઞેયપદાર્થોના જ્ઞાનોપયોગ તથા દર્શનોપયોગમાં હંમેશા રમ્યા કરે છે એવા સુખમય સિદ્ધપણું મને મળો એવી મારી ઇચ્છા છે એ પ્રમાણે ફળ મૂકતી વખતે ભાવના ભાવવી

## ૪૧ ચૈત્યવંદન વિધિ

ત્રીજી નિસિહી કહી ઇરિયાવહીય પડિક્કમી ત્રણ ખમાસમણ દઇ સકલ કુશલ વલ્લી, ચૈત્યવંદન, જંકિંચિ નમુત્થુણં, જાવંતિચેઇઆઇ, ખમાસમણ, જાવંતકેવિસાહૂ, નમોઽર્હત્ સ્તવન, જયવીયરાય, અરિહંતચેઇઆણં, અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસગ્ગ કરી નમોઅરિહંતાણં પદ બોલી કાઉસગ્ગ પારી નમોઽર્હત્ કહી ઉપર એક થોય કહેવી

## ૪૨ ચૈત્યવંદન વિધિ સંક્ષિપ્ત અર્થ

દ્રવ્યપૂજાના નિષેધરૂપ ત્રીજી નિસિહી કહેવી જોઈએ, જેથી

ભાવ પૂજામા એકાગ્રતા આવે, પછી ઇરિયાવહિય કહેવી જોઇએ સામાન્ય રીતે કોઇપણ ધર્મક્રિયા કરતા મનશુદ્ધિ કરી લેવી જોઈએ જેમ ભૂમિશુદ્ધિ કર્યા વિના એની ખરાબર થતી નથી તેમ મન શુદ્ધિ કર્યા વિના હૃદયમા શુદ્ધ ભાવો ઉત્પન્ન થતા નથી, તેથી મન શુદ્ધિ કરવા માટે પ્રથમ ઇરિયાવહિય સૂત્રદ્વારા જતા-આવતા એકેન્દ્રિયથી માડી પંચેન્દ્રિય સુધીના જીવોની લાત આદિ મારવા દ્વારા જીવહિસા થઈ હોય તેને યાદ કરીને મિચ્છામિ દુક્કડ દેવામા આવે છે

ત્યારબાદ કપડુ ધોયા છતા સાબુ દેવાથી વિશેષ ચોકખુ થાય છે, તેમ ઇરિયાવહિય સૂત્રમા કહ્યા મુજબ મિચ્છામિ દુક્કડ દીધા છતા પણ જે પાપ બાકી રહી ગયુ હોય તેની તસ્સ ઉત્તરી૦ સૂત્રમા જણાવ્યા મુજબ વિશેષ શુદ્ધિ માટે કાઉસ્સગ્ગ કરવાનો હોય છે કાઉસ્સગ્ગ પહેલા અન્નત્થ૦ સૂત્ર એટલા માટે કહેવામા આવે છે કે, કાઉસ્સગ્ગમા કાયાથી સૂક્ષ્મ તથા બાદર હલન-ચલન પણ કરવાનુ નથી જ્યારે શારીરિક કેટલીક ક્રિયા એવી હોય છે કે, જે કર્યા વગર રહેવાય નહિ તે ક્રિયાની અન્નત્થ૦ સૂત્ર દ્વારા છૂટ માગવામા આવે છે જેને આગાર કહેવામા આવે છે

જેમકે શ્વાસોશ્વાસ, ખાસી આદિ કર્યા વગર રહેવાય નહિ, તેની છૂટ મગાય છે કાઉસ્સગ્ગના ખાસ જે ૧૯ દોષ છે તેનો જરૂર ત્યાગ કરવો જોઇએ કાઉસ્સગ્ગમા ૨૪ તીર્થંકરના નામસ્મરણરૂપ લોગસ્સનું ચિતવન થાય છે પછી પ્રગટ પણે ૨૪ તીર્થંકરના નામસ્મરણરૂપ લોગસ્સ કહેવો જુઓ,

વિચારો કે જ્ઞાની ભગવતોએ આપણા ઉપર કેટલો ઉપકાર કર્યો છે કે, આપણા આત્માની શુદ્ધિ માટે કેવી-કેવી સુદર ક્રિયાની ગોઠવણ કરી છે અને વિધિ પણ કેવી હેતુપૂર્વક બતાવી છે આત્મા આ સબધી વિચારે તો જરૂર આત્માને લાભ થાય, તેમા શકાને સ્થાન નથી

વિનય માટે ત્રણ ખમાસમણા દ્વારા વદન કરવામા આવે છે વિનય એક ધર્મનું મૂળ છે વિનય વિના કોઇ પણ વસ્તુની પ્રાપ્તિ નથી, તો ધર્મ જેવી ઉત્તમ વસ્તુની પ્રાપ્તિ માટે વિનય વગર કેમ ચાલે ? માટે વિનય અવશ્ય કરવો જોઇએ ત્યારબાદ પૂર્વાચાર્યરચિત સકલ કુશલ વલ્લી૦ કહેવુ પછી કોઈ પણ તીર્થંકરના ગુણરૂપ અથવા વર્ણનરૂપ ચૈત્યવદન કહેવું ત્યારબાદ જંકિંચિ૦ સૂત્રથી સ્વર્ગ, મૃત્યુ અને પાતાળમા રહેલ સર્વ પ્રતિમાઓને વદન કરવામા આવે છે

પછી ઇન્દ્રે કરેલ સ્તુતિરૂપ નમુત્થુણ૦ કહેવુ ઇન્દ્રે સ્તુતિ કરેલ હોવાથી નમુત્થુણને શક્રસ્તવ૦ પણ કહેવાય છે નમુત્થુણમા નમુત્થુણ૦ પદથી માંડી જિઅભયાણ૦ સુધી ભાવ તીર્થંકરની અને પછી જેઅ અઇઆ૦ ની એક ગાથામા ભૂતકાળ, ભવિષ્યકાળ અને વર્તમાન સબધી દ્રવ્યતીર્થંકરની સ્તુતિ કરવામા આવેલ છે ભાવજિનની સ્તુતિ કરતા અનેક ગુણોની સ્તવના કરેલ છે, જ્યારે તીર્થંકરનો આત્મા દેવલોકમાથી માતાના ગર્ભમા આવે ત્યારે ઈન્દ્રનુ સિંહાસન ચલાયમાન થવાથી અવધિજ્ઞાનથી જિનેશ્વરદેવનુ ચ્યવન જાણી ઇન્દ્ર પોતે સિંહાસન પરથી નીચે ઉતરી પાદુકાનો ત્યાગ કરી,

દિશામા ભગવત છે તે દિશા તરફ સાત-આઠ પગલા જઈ ઉત્તરાસંગ કરી (ખેસ નાખી) ડાબો પગ ઊભો કરી અને જમણો પગ વાળીને યોગમુદ્રાએ नमुत्थुणं० રૂપ સ્તુતિ કરે છે

એ પછી जावंति चेइआइं० મા ત્રણે લોકમા રહેલ સર્વ જિનબિંબોને વદન કરવામા આવ્યુ છે પછી ખમાસમણુ દઈ जावंत के वि० મા ભરત, ઐરવત અને મહાવિદેહ ક્ષેત્રમા રહેલા સર્વ સાધુઓને વદન કરવામા આવેલ છે, પછી નમોઽર્હંત્‌० મા પચ પરમેષ્ઠિ એટલે અરિહત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુઓને નમસ્કાર કરવામા આવ્યો છે, પછી સ્તવન કહેવુ સ્તવન પૂર્વાચાર્યકૃત હોવુ જોઇએ સ્તવન ઓછામા ઓછુ પાચ ગાથાવાળુ હોવુ જોઇએ, અને તેમા પ્રભુના ગુણગાન, આત્મનિદા, પાપોનો પશ્ચાત્તાપ વગેરે વિષયો હોવા જોઇએ કેટલાક ઉપદેશમય તિથિ વગેરેના સ્તવનો બોલે છે પણ તે બોલવુ યોગ્ય નથી

ત્યારબાદ उवसग्गहरं સ્તોત્ર કહેવાય છે, જેમા પાર્શ્વનાથ પ્રભુની સ્તુતિ છે આ સ્તોત્ર પૂજ્ય ચૌદ પૂર્વધર શ્રીમાન ભદ્રબાહુસ્વામીએ વરાહમિહિરે ફેલાવેલા મરકી રોગની શાતિ માટે રચેલ હતુ ઉવસગ્ગહર સૂત્રના સ્મરણ માત્રથી ધરણેન્દ્રને પ્રત્યક્ષ આવવુ પડતુ હતુ લોકો નજીવા પ્રસગે પણ ઉવસગ્ગહર સૂત્ર બોલી ધરણેન્દ્રને વારવાર બોલાવવાથી ધરણેન્દ્રને પણ વારવાર આવવુ પડતુ હતુ આમ મુશ્કેલી ઉભી થવાથી ધરણેન્દ્રે શ્રીમાન ભદ્રબાહુસ્વામીને વિનતિ કરી કે, હે પ્રભુ ! હુ ત્યા રહ્યો છતા ઉવસગ્ગહર સૂત્ર ગણનારના

વાન્છિત પૂરીશ, પરતુ મારે વારવાર આવવું ન પડે તેવુ કરો, એવી ધરણેન્દ્રની વિનતિ સ્વીકારી અતિમ બે ગાથાઓ ગોપવી નાખી આવુ મહાપ્રભાવિક ઉવસગ્ગહર સૂત્ર છે

ત્યારબાદ જય વીયરાય સૂત્ર કહેવાય છે, તેને પ્રાર્થના સૂત્ર પણ કહે છે, કારણ કે આમા જિનેશ્વરની આગળ ભવનો નિર્વેદ એટલે સસાર પ્રત્યેનો અણગમો આદિ વસ્તુઓની માગણી કરવામા આવી છે તથા દુખનો નાશ, કર્મનો નાશ, સમાધિમરણ તથા સમ્યક્ત્વની પ્રાપ્તિની પણ માગણી કરી છે, તેમજ જૈનશાસનની ઉચ્ચતા પણ બતાવી છે

પછી અરિહંત ચેઇઆણ સૂત્ર દ્વારા અરિહતની પ્રતિમાને વદનાદિ કરવાથી જે ફળ મળે છે તે ફળ મને કાઉસ્સગ્ગથી મળો એ બતાવવામા આવ્યુ છે, અને કાઉસ્સગ્ગ કરવાનુ જણાવ્યુ છે પછી અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી થોય બોલવાની હોય છે થોયમા એક ભગવાન અથવા પાચ ભગવાનની સ્તુતિ કરવામા આવે છે પછી નવકારશી આદિનુ પ્રત્યાખ્યાન કરી સ્તુતિ કરવી જોઈએ

## ૪૩ ચૈત્યવદનના પ્રકાર

ચૈત્યવદન જઘન્ય, મધ્યમ ને ઉત્કૃષ્ટ એમ ત્રણ પ્રકારનુ છે જિનેશ્વરદેવને નમોજિણાણ કહી નમસ્કાર કરે અથવા ત્રણ ખમાસમણા દઈ અરિહતચેઈઆણ૦ અન્નત્થ૦ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી એક થોય કહેવાથી જઘન્ય ચૈત્યવદન થાય છે ચૌમાસી વખતે જે દેવવદન કરવામા આવે છે તે

ઉત્કૃષ્ટ ચૈત્યવદન ગણાય છે; જ્યારે બાકીના એટલે કે રોજ પ્રભુ સમક્ષ ચૈત્યવદન કરવામા આવે તે, પડિક્કમણામા પ્રથમ ચાર થોયદ્વારા કરીયે તે, અને આઠ થોય વડે દેવવદન કરવામા આવે તે અને તે સિવાય અન્ય ચૈત્યવદન મધ્યમ ચૈત્યવદન ગણાય છે

## ૪૪ અતિમ સ્તુતિ

હે ત્રણભુવનના સ્વામી આજે હુ મહાન ભાગ્યશાળી બન્યો કે મને આપની સેવાનો અનુપમ લાભ મળ્યો આજે મારા નેત્રો તારા દર્શનથી સફળ થયા મારી કાયા તારા પૂજનથી પવિત્ર થઈ રસના (જીભ) આપના ગુણગાનદ્વારા પાવન થઈ અને આજે મારૂ હૃદય પણ આપનુ ધ્યાન કરવાથી ધન્ય બન્યુ આમ આજે હુ સપૂર્ણ પ્રકારે કૃતકૃત્ય અને ધન્ય બન્યો.

હે પ્રભુ! આપની ક્ષણ માત્ર સેવાથી અનહદ આનદ થયો તો જીવનભર આપની સેવા મળી જાય તો આનદની વાત જ શી કરવી ? ખરેખર આપની મહામૂલી એવી સેવા મને ભવોભવ મળો, આવુ ક્ષણે-ક્ષણે ચાહુ છુ, જો કે આવી ચાહના શીઘ્રફળીભૂત થવી અશકય છે, છતા મળેલી તકને સાધી લઉ તો ફળીભૂત થતા વાર લાગે નહિ એ બનવાજોગ છે, પ્રાયે કરીને આવી તક મનુષ્ય ભવમા મળવી વિશેષ સુગમ છે

વર્તમાનકાળમા માનવભવ પામેલ મારો આત્મા પૂજા સ્તવનાદિ કરવા રૂપ આપની સામાન્ય સેવા કરવાદ્વારા તો ભાગ્ય શાળી બન્યો છે, પરતુ મારી બાહ્ય તેમજ આતરિક વિષમ પરિસ્થિતિના કારણે મારે અત્યારે પુન ઘર તરફ પગલુ ભરવુ પડે છે. એ ઘણી અફસોસની બીના છે આપ મને એવી શક્તિ

બહારગામ જવા છતાં હૃદયથી હું આપને દૂર ન કરી શકું, અને આપની સેવામા હાજર થઈ શકું, અને જિંદગી પર્યંત આપની સેવામા જોડાઈ શકું એવી મારી આ હાર્દિક પ્રાર્થના સંપૂર્ણ કરશે.

## ૪૫ ઘંટ વગાડવાનો હેતુ

પ્રભુપૂજા કર્યાબાદ ઘંટ વગાડવાનું પણ ખાસ હેતુપૂર્વક વિધાન છે મુખ્ય રીતે ભવ્યાત્માને વિધિ, ભક્તિ, અને ભાવો લ્લાસપૂર્વક પ્રભુપૂજા નિર્વિઘ્નપણે સમાપ્ત થઇ છે તેના હર્ષના સૂચક તરીકે ઘંટ વગાડવાનું હોય છે હંમેશા શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ અર્થાત્ શુભ કામમા જ વિઘ્ન આવે છે કાઘ હંમેશા સફેદ વસ્ત્ર પર પડે છે, તેમ આ પણ એક મહાન શુભ ને આત્મ કલ્યાણકારી કાર્ય છે, એટલે આવા શુભકાયમા શારીરિક, સાંસારિક, પ્રમાદપણું, વીર્યોલ્લાસનો અભાવ અજ્ઞાનતા, મોહની મુંઝવણતા, ઇન્દ્રિયોની લંપટતા, અને લોભાદિ અનેક પ્રકારના વિઘ્નો આવવાનો સંભવ હોય છે જ્યારે વિઘ્ન રહિત વિધિપૂર્વક પ્રભુભક્તિ પૂર્ણ થવાના કારણે આ પ્રમાણે હર્ષ પ્રગટ થાય તે સ્વાભાવિક છે અને હર્ષના અતિઉમળકાના યોગે ઘંટ વગાડવામા આવે તે પણ સ્વાભાવિકજ છે

## ૪૬ જિનદર્શન–પૂજનફળ

જિનેશ્વરદેવનાં દર્શન કરવામાત્રની ઈચ્છાથી એક ઉપવા સનું ફળ મળે છે દર્શન કરવા જવા માટે ઉભા થતા ૨ ઉપવાસનું, જવાની શરૂઆત કરતાં ૩ ઉપવાસનું, પગ ઉપા

ડતા ૪ ઉપવાસનુ, જિનમંદિરના માર્ગે જતા ૫ ઉપવાસનુ, અર્ધા રસ્તે પહોંચતા ૧૫ ઉપવાસનુ, જિનમંદિરના દર્શન થતા ૧ માસક્ષમણનુ, જિનમંદિર પાસે પહોંચતા ૭ માસનુ, જિનમંદિરના બારણે આવતા ૧ વરસીતપનુ, પ્રદક્ષિણા દેતા ૧૦૦ ઉપવાસનુ, જિનેશ્વરદેવના દર્શનથી ૧ હજાર ઉપવાસનુ, ભાવપૂર્વક જિનવરના દર્શનથી અનંતગણુ ફળ, પૂજા કરતા તેહથી સો ગણુ ફળ, પ્રભુના કંઠે માળારોપણ કરતાં, ગીત, નાદ વગેરે પ્રભુની અનેક પ્રકારે પૂજા કરતા ફળને। પાર જ ... માટે જિનેશ્વરદેવના દર્શન તથા પૂજન અવશ્ય ... કરવા જોઇએ

## ૪૭ જિનભવનની તજવા યોગ્ય મોટી દશ ...

જિનેશ્વરદેવના મંદિરની જગતિમા પ્રવેશતા નીચેની ૧૦ આશાતનાઓ અવશ્ય ટાળવી જોઇ

૧ તંબોલ-પાન, સોપારી ખાવા, ૨ પાણી ... કરવુ, ૪ મોજડી-જોડા વગેરે પહેરવા, ૫ ... કરવી, ૬ સૂઈ રહેવુ, ૭ થૂંકવુ, ૮ પેશાબ ... કરવો, ૧૦ જુગાર રમવો

૪૮ ...

૧ ...
૩ કલહ કરવો, ૪ ધનુર્વ...
-ટોગળા કરવા, ૬ પાન-સો...
કૂચા નાખવા, ૮ ગાળો દેવી,

જવુ ૧૦ સ્નાન કરવુ, ૧૧ વાળ ઓળવા, ૧૨ નખ કાઢવા ૧૩ લોહી, માંસ, પરૂ વગેરે નાખવુ, ૧૪ શેકેલા ધાન્ય ખાવા, ૧૫ ચામડી ને ચામડા નાખવા, ૧૬ ઓસડ ખાવુ, ૧૭ ઉલટી કરવી, ૧૮ દાતણ કરવું, ૧૯ પગચપી વગેરે કરાવવી, ૨૦ બકરી આદિ પશુઓ બાધવા, ૨૧ થી ૨૭ દાંત, આંખ, નખ, ગાલ, નાક, કાન ને માથાનો મેલ ઉતારવો, ૨૮ સૂવુ, ૨૯ મંત્ર, ભૂત, રાજા વગેરેનો વિચાર કરવો ૩૦ વૃદ્ધ પુરૂષના સમુદાયમા આવી વાદવિવાદ કરવો, ૩૧ નામા-લેખા લખવા, ૩૨ ધન વગેરેની વહેંચણી કરવી, ૩૩ પોતાનો દ્રવ્યભંડાર ત્યા સ્થાપવો, ૩૪ પગ ઉપર પગ ચઢાવી ત્યા બેસવુ, ૩૫ છાણા થાપવા, ૩૬ કપડા સૂકવવા, ૩૭ શાક વગેરે ઉગાડવા, ૩૮ પાપડ વણવા, ૩૯ વડી ને શીરાવડી વગેરે કરવી, ૪૦ રાજાના ભયથી દહેરાસરમા સૂઈ જવુ, ૪૧ શોકથી રડવુ, ૪૨ વિકથા કરવી, ૪૩ હથીયાર ઘડવા કે સજવા, ૪૪ ગાય-ભેંસ રાખવી, ૪૫ તાપણી તાપવી, ૪૬ અનાદિ રાધવુ, ૪૭ નાણું પારખવુ, ૪૮ અવિધિથી તથા નિસિહી કહ્યા વિના દહેરાસર જવુ, ૪૯ થી ૫૨ છત્ર, પગરખા, હથીયાર ને ચામર સાથે લઈ દહેરાસરમા પ્રવેશ કરવો, ૫૩ મનને એકાગ્ર ન રાખવુ, ૫૪ તેલ વગેરે શરીરે ચોળવુ, ૫૫ પોતાના સચિત પુષ્પો સાથે રાખવા, ૫૬ અજીવ વસ્તુ હાર, વીંટી, પાઘડી, કપડા વગેરે બહાર મૂકી શોભા વિનાના થઈને જિનમંદિરમા દાખલ થવુ, ૫૭ ભગવાનને જોતાં હાથ ન જોડવા, ૫૮ ઉત્તરાસંગ (ખેસ) ન રાખવો, ૫૯ મુગુટ મસ્તકે ધરવો, ૬૦ બુકાની વગેરે મુખે બાંધેલ હોય તો ન

કતા ૪ ઉપવાસનુ, જિનમ દિરના માર્ગે જતા ૫ ઉપવાસનુ, અર્ધા રસ્તે પહોચતા ૧૫ ઉપવાસનુ, જિનમ દિરના દર્શન થતા ૧ માસક્ષમણનુ, જિનમ દિર પાસે પહોચતા છ માસનુ, જિનમ દિરના બારણે આવતા ૧ વરસીતપનુ, પ્રદક્ષિણા દેતા ૧૦૦ ઉપવાસનુ, જિનેશ્વરદેવના દર્શનથી ૧ હજાર ઉપવાસનુ, ભાવપૂર્વક જિનવરના દર્શનથી અનતગણુ ફળ, પૂજા કરતા તેહથી સો ગણુ ફળ, પ્રભુના કઠે માળારોપણ કરતા, ગીત, નાદ વગેરે પ્રભુની અનેક પ્રકારે પૂજા કરતા ફળનો પાર જ નથી, માટે જિનેશ્વરદેવના દર્શન તથા પૂજન અવશ્ય આત્માર્થીએ કરવા જોઈએ

## ૪૭ જિનભવનની તજવા યોગ્ય મોટી દશ આશાતના

જિનેશ્વરદેવના મ દિરની જગતિમા પ્રવેશતા જઘન્યથી નીચેની ૧૦ આશાતનાઓ અવશ્ય ટાળવી જોઈએ

૧ ત બોલ-પાન, સોપારી ખાવા, ૨ પાણી પીવુ, ૩ ભોજન કરવુ, ૪ મોજડી-જોડા વગેરે પહેરવા, ૫ મૈથુન કે કામચેષ્ટા કરવી, ૬ સૂઈ રહેવુ, ૭ થૂકવુ, ૮ પેશાબ કરવો, ૯ ઝાડો કરવો, ૧૦ જુગાર રમવો

## ૪૮ ઉત્કૃષ્ટ ૮૪ આશાતનાઓ

૧ શ્લેષ્મ-બળખા વગેરે નાખવા, ૨ જુગાર રમવો, ૩ કલહ કરવો, ૪ ધનુર્વેદ વગેરે કલાઓ શીખવી, ૫ પાણીના કોગળા કરવા, ૬ પાન-સોપારી ખાવી, ૭ પાન આદિના કૂચા નાખવા, ૮ ગાળો દેવી, ૯ ઝાડે ફરવા કે પેશાબ કરવા

જવુ ૧૦ સ્નાન કરવુ, ૧૧ વાળ ઓળવા, ૧૨ નખ કાઢવા, ૧૩ લોહી, માસ, પરૂ વગેરે નાખવુ, ૧૪ શેકેલા ધાન્ય ખાવા, ૧૫ ચામડી ને ચામડા નાખવા, ૧૬ ઓસડ ખાવુ, ૧૭ ઉલટી કરવી, ૧૮ દાતણ કરવુ, ૧૯ પગચંપી વગેરે કરાવવી, ૨૦ બકરી આદિ પશુઓ બાધવા, ૨૧ થી ૨૭ દાત, આખ, નખ, ગાલ, નાક, કાન ને માથાનો મેલ ઉતારવો, ૨૮ સુવુ, ૨૯ મત્ર, ભૂત, રાજા વગેરેનો વિચાર કરવો ૩૦ વૃદ્ધ પુરૂષના સમુદાયમા આવી વાદવિવાદ કરવો, ૩૧ નામા-લેખાં લખવા, ૩૨ ધન વગેરેની વહેચણી કરવી, ૩૩ પોતાનો દ્રવ્યભડાર ત્યા સ્થાપવો, ૩૪ પગ ઉપર પગ ચગાવી ત્યા બેસવુ, ૩૫ છાણા થાપવા, ૩૬ કપડા સૂકવવા, ૩૭ શાક વગેરે ઉગાડવા, ૩૮ પાપડ વણવા, ૩૯ વડી ને શીંગવડી વગેરે કરવી, ૪૦ રાજાના ભયથી દહેરાસરમા સૂઈ જવુ, ૪૧ શોકથી રડવુ, ૪૨ વિકથા કરવી, ૪૩ હથીયાર ઘડવા કે સજવા, ૪૪ ગાય-ભેંસ રાખવી, ૪૫ તાપણી તાપવી, ૪૬ અન્નાદિ રાધવુ, ૪૭ નાણુ પારખવુ, ૪૮ અવિધિથી તથા નિસિહી કહ્યા વિના દહેરાસર જવુ, ૪૯ થી ૫૨ છત્ર, પગરખા, હથીયાર ને ચામર સાથે લઈ દહેરાસરમા પ્રવેશ કરવો, ૫૩ મનને એકાગ્ર ન રાખવુ, ૫૪ તેલ વગેરે શરીરે ચોળવુ, ૫૫ પોતાના સચિત પુષ્પો સાથે રાખવા, ૫૬ અજીવ વસ્તુ હાર, વીંટી, પાઘડી, કપડા વગેરે બહાર મૂકી શોભા વિનાના થઈને જિનમંદિરમા દાખલ થવુ, ૫૭ ભગવાનને જોતાં હાથ ન જોડવા, ૫૮ ઉત્તરાસંગ (ખેસ) ન રાખવો, ૫૯ મુગટ મસ્તકે ધરવો, ૬૦ બુકાની વગેરે મુખે બાધેલ હોય તો ન

છોડવુ, ૬૧ પુષ્પ અને હાર-તોરા શરીરથી દૂર ન કરવુ, ૬૨ હોડ-શરત કરવી, ૬૩ ગેડી-દડે રમવું, ૬૪ પરોણા આદિને જુહાર કરવો, ૬૫ ભાંડ-ભવૈયાની રમત જોવી, ૬૬ હુંકારો કરીને કોઈને બોલાવવો, ૬૭ લેવાદેવા આશ્રયિ લાંઘવા બેસવુ, ૬૮ રણસગ્રામ કરવો, ૬૯ માથાના વાળ જુદા કરવા અથવા માથુ ખણવુ, ૭૦ પલાઠી વાળીને બેસવુ, ૭૧ ચાખડી પહેરવી, ૭૨ પગ પહોળા કરીને બેસવુ, ૭૩ સીટી વગાડવી, ૭૪ પગનો મેલ કાઢવો, ૭૫ કપડા ઝાટકવા, ૭૬ માકડ-જૂઆદિ વીણવા, ૭૭ મૈથુનક્રિડા કરવી, ૭૮ જમણ કરવું, ૭૯ વેપાર કરવો, ૮૦ વૈદુ કરવુ, ૮૧ પથારી ને ખાટલો ખખેરવો, ૮૨ ગુહ્ય ઈન્દ્રિય ઉઘાડી કરવી કે સમારવી, ૮૩ મુક્કાબાજી કે કુકડા વગેરેનુ યુદ્ધ કરવુ, ૮૪ ચોમાસામા પાણી સઘરવુ, તેનાથી સ્નાન કરવુ અને પીવા માટે પાણીના માટલા વગેરે રાખવા

ઉપર લખેલ મોટી દશ આશાતના તથા નાની ચોરાશી આશાતના ટાળવા માટે અવશ્ય ઉપયોગ રાખવો

## ખાસ સૂચનાઓ

૧ જિનમદિરમા એઠેમોઢે તથા અપવિત્ર કપડા પહેરી જવું નહિ
૨ છતિ શક્તિએ પ્રક્ષાલ તથા અગલુહણા ગોઠી પાસે કરાવવા નહિ
૩ મુખકોશ બાધ્યા પછી હાથ ધોઈ નાખવા, અર્થાત્ કપડાને અડ્યા બાદ ફરીથી હાથ ધોયા વિના પૂજા કરવી નહિ

૮ મંદિરમાંથી નીકળતા ભગવાનને પુઠ પડે તે રીતે નીકળવું નહિ

૯ નિર્માલ્ય પુષ્પ અને પ્રક્ષાલના જળની બરાબર વ્યવસ્થા કરવી

૧૦ જિનેશ્વરદેવના મંદિરના પગથીયે બેસી સંસારી વાતો કે વ્યાપારની વાતો ન કરવી, તો પછી દહેરાસરમાં તો વાતો થાય જ ક્યાંથી ?

૧૧ પૂજા કરતી વખતે પગમાં પાવડી આદિ પહેરવી નહિ તથા ઘરેથી સ્નાન કરીને મોટર આદિમાં જિનમંદિરે પૂજા કરવા ગયેલ હોઇએ તો ફરીને સ્નાન કર્યા બાદ પૂજા થાય પરંતુ સ્નાન કર્યા વગર થાય નહિ

૧૨ પૂજામાં ગંજીફરાક વગેરે ન પહેરવું

૧૩ જિનમંદિરે સાબુ ચોળીને સ્નાન ન કરવું અને વસ્ત્રો પણ ન ધોવા

૧૪ સ્નાન કર્યાબાદ માથે તેલ વગેરે પણ ન લગાડવું

૧૫ સિદ્ધગિરિ તીર્થોમાં સ્નાન કરતી વખતે ત્યાં ઉપર માત્રુ કરે છે તે ઘણુ જ ખરાબ છે તથા મહાન્ આશાતના થાય છે

૧૬ સિદ્ધગિરિ ઉપર ખાવાથી તથા ઝાડા, પેશાબ, થુંક વગેરે કરવાથી મહાન્ આશાતના થાય છે, માટે ખાસ ઉપયોગ રાખવો, નીચે ઉતર્યા બાદ પેશાબ આદિ માટે ૧૦૦ ડગલા ભૂમિ છોડી દેવી જોઈએ

છોડવુ, ૬૧ પુષ્પ અને હાર–તોરા શરીરથી દૂર ન કરવુ, ૬૨ હોડ-શરત કરવી, ૬૩ ગેડી–દડે રમવુ, ૬૪ પરોણા આદિને જુહાર કરવો, ૬૫ ભાંડ–ભવૈયાની રમત જોવી, ૬૬ હુકારો કરીને કોઈને બોલાવવો, ૬૭ લેવાદેવા આશ્રયિ લાધવા બેસવુ, ૬૮ રણસગ્રામ કરવો, ૬૯ માથાના વાળ જુદા કરવા અથવા માથુ ખણુવુ, ૭૦ પલાઠી વાળીને બેસવું, ૭૧ ચાખડી પહેરવી, ૭૨ પગ પહોળા કરીને બેસવુ, ૭૩ સીટી વગાડવી, ૭૪ પગનો મેલ કાઢવો, ૭૫ કપડા ઝાટકવા, ૭૬ માકડ–જૂઆદિ વીણવા, ૭૭ મૈથુનક્રિડા કરવી, ૭૮ જમણુ કરવુ, ૭૯ વેપાર કરવો, ૮૦ વૈદુ કરવુ, ૮૧ પથારી ને ખાટલો ખખેરવો, ૮૨ ગુહ્ય ઇન્દ્રિય ઉઘાડી કરવી કે સમારવી, ૮૩ મુક્કાબાજી કે કુકડા વગેરેનુ યુદ્ધ કરવુ, ૮૪ ચોમાસામા પાણી સઘરવુ, તેનાથી સ્નાન કરવુ અને પીવા માટે પાણીના માટલા વગેરે રાખવા

ઉપર લખેલ મોટી દશ આશાતના તથા નાની ચોરાશી આશાતના ટાળવા માટે અવશ્ય ઉપયોગ રાખવો

## ખાસ સૂચનાઓ

૧ જિનમદિમા એઠેમોઢે તથા અપવિત્ર કપડા પહેરી જવું નહિ
૨ છતિ શક્તિએ પ્રક્ષાલ તથા અગલુહણા ગોઠી પાસે કરાવવાં નહિ
૩ મુખકોશ બાધ્યા પછી હાથ ધોઈ નાખવા, અર્થાત્ કપડાને અડ્યા બાદ ફરીથી હાથ ધોયા વિના પૂજા કરવી નહિ

૮ મંદિરમાંથી નીકળતા ભગવાનને પુંઠ પડે તે રીતે નીકળવું નહિ

૯ નિર્માલ્ય પુષ્પ અને પ્રક્ષાલના જળની બરાબર વ્યવસ્થા કરવી

૧૦ જિનેશ્વરદેવના મંદિરના પગથીયે બેસી સંસારી વાતો કે વ્યાપારની વાતો ન કરવી, તો પછી દહેરાસરમાં તો વાતો થાય જ ક્યાંથી ?

૧૧ પૂજા કરતી વખતે પગમાં પાવડી આદિ પહેરવી નહિ તથા ઘરેથી સ્નાન કરીને મોટર આદિમાં જિનમંદિરે પૂજા કરવા ગયેલ હોઈએ તો ફરીને સ્નાન કર્યા બાદ પૂજા થાય પરંતુ સ્નાન કર્યા વગર થાય નહિ

૧૨ પૂજામાં નેકટાઈ વગેરે ન પહેરવું

૧૩ જિનમંદિરે સાબુ ચોળીને સ્નાન ન કરવું અને વસ્ત્રો પણ ન ધોવા

૧૪ સ્નાન કર્યા બાદ માથે તેલ વગેરે પણ ન લગાડવું

૧૫ સિદ્ધગિરિ તીર્થોમાં સ્નાન કરતી વખતે ત્યાં ઉપર માનુ કરે છે તે ઘણું જ ખરાબ છે તથા મહાન્ આશાતના થાય છે

૧૬ સિદ્ધગિરિ ઉપર ખાવાથી તથા ઝાડા, પેશાબ, થુંક વગેરે કરવાથી મહાન્ આશાતના થાય છે, માટે ખાસ ઉપયોગ રાખવો, નીચે ઉતર્યા બાદ 'પેશાબ' આદિ માટે ૧૦૦ ડગલાં ભૂમિ છોડી દેવી જોઈએ

૧૭ દહેરાસરમા હાથ વગેરે અગડેલ હોય તો જ્યા લૂછતા એક જુદા કપડાથી લૂછવા જોઇએ

૧૮ પાટલા, બદામ, ચોખા, વાટકી વગેરે દહેરાસરની પણ વસ્તુ પડી હોય તો પૂજન થયા બાદ યોગ્ય મૂકવી જોઇએ

૧૯ છતિ શક્તિએ દરેક વસ્તુ પોતાના ઘરની અને ન તો સાધારણ ખાતાની વાપરવી જોઇએ કદાચ કોઈ વસ્તુ લીધી હોય તો યોગ્ય નકરો આપી જોઇએ

૨૦ સ્તવન વગેરે બોલતી વખતે રાગપૂર્વક બોલવુ બીજાના ચૈત્યવદનમા અતરાય થાય તેમ ન બોલ જેને સારૂ આવડતુ હોય તેનુ સાભળવામા પણ લા નહિતર આપણે મનમા કરી લેવું જોઇએ

૨૧ કોઇ સારી રીતે ભક્તિપૂર્વક અને રાગપૂર્વક બોલતુ હોય તો જોરથી ઘંટ વગાડી અતરાય ન

૨૨ દેરાસરમા પેસતા અવશ્ય નિસીહિ કહેવી જોઇએ

૨૩ પ્રતિમાજીને ઉપાડવા વગેરેનો પ્રસગ આવે ત્યારે નમ્રભાવે ઉપાડવા બને ત્યા સુધી આડાઅવળા નકરવા વખતે પણ ઠડકો ન લાગે તેમ મૂકવા આપણા અડે તેમ મૂકવા તથા નાભિથી નીચે રાખીને ઉભા ન

૨૪ પ્રભાવનાદિ પ્રસગે અથવા અન્ય પ્રસગે ખાવાયોગ્ય ઉપર ભગવાનની દૃષ્ટિ ન પડે તેનો જરૂર ખ્યાલ રાખ

— સમાપ્ત —

૧૭ દહેરાસરમા હાથ વગેરે ખગડેલ હોય તો જ્યા ત્યા ન લૂછતા એક જુદા કપડાથી લૂછવા જોઇએ

૧૮ પાટલા, બદામ, ચોખા, વાટકી વગેરે દહેરાસરની કોઈ પણ વસ્તુ પડી હોય તો પૂજન થયા બાદ યોગ્ય સ્થળે મૂકવી જોઇએ

૧૯ છતિ શક્તિએ દરેક વસ્તુ પોતાના ઘરની અને ન બને તો સાધારણ ખાતાની વાપરવી જોઇએ કદાચ દેરાસરની કોઈ વસ્તુ લીધી હોય તો યોગ્ય નકરો આપી દેવો જોઇએ

૨૦ સ્તવન વગેરે બોલતી વખતે રાગપૂર્વક બોલવુ પરતુ બીજાના ચૈત્યવદનમા અતરાય થાય તેમ ન બોલવુ જેને સારૂ આવડતુ હોય તેનુ સાભળવામાં પણ લાભ, નહિતર આપણે મનમા કરી લેવું જોઈએ

૨૧ કોઇ સારી રીતે ભક્તિપૂર્વક અને રાગપૂર્વક સ્તવનાદિ બોલતુ હોય તો જોરથી ઘટ વગાડી અતરાય ન કરવો

૨૨ દેરાસરમા પેસતા અવશ્ય નિસીહિ કહેવી જોઇએ

૨૩ પ્રતિમાજીને ઉપાડવા વગેરેનો પ્રસગ આવે ત્યારે બહુજ નમ્રભાવે ઉપાડવા અને ત્યા સુધી આડાઅવળા નકરવા મૂકતી વખતે પણ થડકો ન લાગે તેમ મૂકવા આપણા વસ્ત્ર ન અડે તેમ મૂકવા તથા નાભિથી નીચે રાખીને ઉભા ન રહેવુ.

૨૪ પ્રભાવનાદિ પ્રસગે અથવા અન્ય પ્રસગે ખાવાયોગ્ય પદાર્થો ઉપર ભગવાનની દૃષ્ટિ ન પડે તેનો જરૂર ખ્યાલ રાખવો

— સમાપ્ત —